રહેવા તૈયાર હોય તે જ કરી શકે; બીજા જેઓ વિધુરપણું પસંદ ન કરતા હોય, અથવા પસંદ કરતા છતાં તેનું પાલન કરવા તૈયાર ન હોય તેમને વિધુરપણાની આવશ્યકતાને સ્વીકારીને વૈધવ્યપ્રથાનો બચાવ કરવાની દલીલ તરીકે તેનો ઉપયોગ કરવાનો અધિકાર નથી. સાઠ વર્ષનો બીજવર ડોસો પોતાની નવ વર્ષની કહેવાતી સ્ત્રીનું વૈધવ્ય વધાવી પોતાના વસીયતનામામાં એ વૈધવ્યની સ્તુતિ કરે ને બિચારી વિધવા થનારી બાળાની વન્દના કરતાં લખેઃ "ન કરે નારાયણને મારૂં મૃત્યુ મારી પરમપવિત્ર ધર્મપત્નીના કરતાં વહેલું થાય તો હું જાણું છું કે તે તો વિધવા રહી મને, પોતાના ને મારા કુટુંબને, અને હિન્દુધર્મને શોભાવશે. આ બાળાને પરણીને હું શીખ્યો છું કે પુરૂષે પણ વિધુર રહેવું જોઇએ. હું વિધુર રહ્યો હોત તો ઘણું સારૂં હતું. હું મારી દુર્બળતા કબૂલ કરૂં છું. પણ પુરૂષની દુર્બળતા એ તો વૈધવ્યને વધારે શોભાવનારી છે. તેથી મારી બાળ-પત્નીની બાબતમાં હું ઇચ્છું છું કે તે મારા અવસાન પછી વિધવા રહી સંયમધર્મને શોભાવે." આવી દલીલની અસર તે બાળપત્ની ઉપર કે વસીયતનામું વાંચનારની ઉપર શી થાય?

આ દલીલ તપાસવાની આવશ્યકતા હતી, કેમકે ઊંચા ધર્મના પ્રવર્તનના આશ્રય તળે કે તેને બહાને ધર્મ જેવા જણાતા અધર્મનો બચાવ થયાં જ કરે છે. વૈધવ્યની વ્યાખ્યામાં બાળવિવાહ આવી જ ન શકે. વિધવા એટલે તે સ્ત્રી કે જેનો પતિ મૃત્યુ પામ્યો છે—એ સ્ત્રી કે જેણે લાયક ઉંમરે પોતાની ઇચ્છા કે સંમતિથી વિવાહ કર્યો છે ને જેણે સ્ત્રીપુરૂષ વચ્ચેનો સંબંધ જાણ્યો છે. આ વ્યાખ્યામાં અક્ષતયોનિનો કે માબાપે હોમી દીધેલી કુમળી વયની બાળાનો સમા-

વેશ થતો જ નથી ને થવો ન જ જોઇએ. એટલે બાળાઓના મનાતા 'વૈધવ્ય'નો બચાવ કરવો એ જ અનર્થ છે. પણ જ્યારે પુરૂષે સુદ્ધાં વિધુર રહેવાની આવશ્યકતા છે એવા કથનમાત્રથી આવી બાળાઓને વિધવા રાખવાનું જ પ્રતિપાદન કરવામાં આવે છે ત્યારે તો તેમ કરનાર અનર્થમાં ઉદ્ધતાઈ અથવા ઘોર અજ્ઞાન ઉમેરે છે.



## કોણ બચાવે ?

સાહેબ,

મારી નાતને આપ જાણો છો. દક્ષિણ આફ્રિકામાં મારા નાતીલાઓના કેટલાક નમૂના આપે જોયા છે. હાલ એક કિસ્સો એ નાતમાં બનવાની ધમકી આપી રહ્યો છે તે પ્રત્યે 'નવજીવન' દ્વારા સમાજનું ધ્યાન ખેંચવા રજા લઉં છું.

કાલીઆવાડી ગામ મારી નાતનું છે. પ્રસંગવશાત્ હું ત્યાં ગયો હતો. ત્યાં એક કિસ્સાથી આખું ગામ ખળભળી ઊઠેલું મેં જોયું. સાંજે કેટલાક યુવકોએ મારી પાસે આવીને બધી વાત કરી. પ્રસંગ આવો છે. એક ગૃહસ્થ રંગુનવાસી હતા, ત્યાં પોતાની સ્ત્રીના વર્તનથી સારી પેઠે કંટાળ્યા, અહીં આવી તે સ્ત્રીને રજા આપી. સ્ત્રીને ચાર છોકરાં છે. ગૃહસ્થની ઉંમર લગભગ ૫૦ વર્ષની છે. સ્ત્રીના દુર્વર્તનને દંડવાને માટે તેઓ ફરી લગ્ન કરવાની તૈયારી કરી રહ્યા છે, આઠ દિવસમાં તો નાત આખી ખળભળી ન ઊઠે તો, તેમનાં લગ્ન થશે.

મારી નાતનું કશું બંધારણ નથી — નિ:સીમ સ્વચ્છંદ એ મારી નાતની ખાસીઅત કહું તો અડચણ નથી. મારી નાતે દારૂડી-

ઓને સંઘર્યા છે, વ્યભિચારીને સંઘર્યા છે, સ્ત્રીઓના ઉપર અત્યાચાર કરનારાઓને સંઘર્યા છે, જીવતી સ્ત્રી ઉપર અનેક સ્ત્રી પરણનારાને પણ સંઘર્યા છે. છતાં આજકાલ નાતનો અનેક વર્ષનો નિદ્રાજડ અંતરાત્મા ક્યાંક ક્યાંક જાગી રહ્યો છે. ઉપર કહેલું ગામ નીતિની દૃષ્ટિએ મારી નાતના ગામોમાં ભારે નમૂનેદાર છે એમ તો નથી જ, પણ ત્યાંના યુવાનોનો અંતરાત્મા આ કિસ્સાને લીધે ઉછ-ળ્યો, તેમણે ગામના માણસોને એકઠા કરી સભાઓ ભરી, પેલા ભાઈને નાત બહાર કરવાની ધમકી આપી, સભામાં કડવાં વેણો પણ સારી પેઠે કહ્યાં, આટલામાં હું ત્યાં પહોંચ્યો. મેં એ ભાઈને મળ-વાનો વિચાર કર્યો. સવારે એ ભાઈ નહોતા, એટલે તેમને આ કામમાં સંમતિ આપવાનું જેમને વિષે કહેવાતું હતું એવા તેમના એક સંબંધીને હું મળ્યો. ગામના યુવાનોએ પેલા ભાઈને નાત બહાર કરવાની, તેની સાથે કશો સંબંધ ન રાખવાની ધમકી આપી, એટલે તે પોતાના દુરાગ્રહમાં વધારે મક્કમ થયા. પોતે પૈસાદાર છે, એટલે નાત બહાર મૂકવામાં આવે તો પોતાની સાથે કેટલા રહેશે તે વ્યવસ્થા કરવા લાગ્યા, અને દુર્ભાગ્યે તેને બેચાર માણસ મળ્યા છે. તેમાંના એક આ ઉપર કહેલા સંબંધી છે.

તેમને મળીને બધી હકીકત મેં જણાવી. તેઓ તો આ કામમાં પોતાની સંમતિ નથી એટલી વાતની મને ખાતરી આપવાને આતુર હતા. ‘ પેલા ભાઈ મને પૂછ્યા વિના વિવાહ કરી આવ્યા, ત્યાર પછી લોકોએ તેની સતાવણી કરવા માંડી એટલે મેં તેનો પક્ષ લીધો છે. બાકી તે પરણે એમ હું નથી ઇચ્છતો. ’ એ તેમના કહે-વાનો સાર હતો. મેં તેમને કહ્યું: ‘ જો તમારી સંમતિ ન હોય તો

તો તેના લગ્નમાં તમે શામેલ નહિ રહેશો એટલું વચન તો તમે આપો ના? અને એટલું તે ભાઇને પણ તમે કહો એટલે તેટલાથી તેના ઉપર જે અસર થવાની હોય તે થાય.' જવાબમાં તેણે જણાવ્યું, 'ના; એ વચન મારાથી ન અપાય. જે કામ થતું આપણે રોકી શકતા નથી તેમાં પાછળથી ભાગ લેવામાં શું પાપ છે?' 'તમારા અંતરાત્માને એ કામ પાપરૂપ લાગતું હોય તો તો તમે ભાગ તો ન જ લઈ શકો, ભાગ લો તો પાપ તમને પસંદ છે એમ તમારે કબૂલ કરવું જોઇએ.' પણ એ વાત તેમને ગળે ન ઉતરી. આખરે મારી બધી વાત પેલા લગ્ન કરવાને તૈયાર થએલા ભાઇને સંભળાવવાનું તેણે વચન આપ્યું. મેં તેમને માટે એક પત્ર લખી કાઢ્યો, અને તે પત્ર પૂરો કરી હું આપવા જતો હતો ત્યાં તો તે ભાઇ પોતે જ જડી આવ્યા.

મેં મારો પત્ર તેમના હાથમાં મૂક્યો. તેમની સાથે થએલી વાતો ટુંકામાં અહીં આપી દઉં. મેં તેમને જણાવ્યું: 'મને બોધ આપવાનો કે ધમકી આપવાનો કશો હક નથી, હું તો તમારા પ્રત્યે સેવા ભાવથી પ્રેરાઇને તમારી પાસે આવ્યો છું. ગામના માણસોએ તમને પ્રેમથી વીનવવાને બદલે સભા ભરી તમારા ઉપર સખત ટીકા કરી તે હું પસંદ કરતો નથી. હું તો જો બને તો તમને સમજાવીને એ કામમાંથી તમને રોકવા ઇચ્છું છું.'

પેલા ભાઇ: 'તમે મારી મુશ્કેલી, મારી વિટંબણા જાણતા નથી, આ ગામના છોકરાંઓ બધા કેવા તે તમે નથી જાણતાં.'

'તમારી મુશ્કેલીઓ અને તમને પડેલાં દુ:ખો મેં સાંભળ્યા છે, તે કારણે તમે તમારી સ્ત્રીનો ત્યાગ કર્યો છે તે પણ સાંભળ્યું. હવે તેને વધારે સજા કરવા ઇચ્છો છો?'

હસીને 'હા'

' પણ એ તો પાડાને વાંકે પખાલીને ડામ દેવા તમે નીકળ્યા છો. '

' કેમ પખાલીને કેમ ? '

' તમારી સ્રીનો વાંક, તેને માટે તમે તમારાં બાળકોને, તમને પોતાને, અને પારકી નિર્દોષ બાળાને ડામ‌ઽવા નીકળ્યા છો.'

' એ બાળાને ડામ દેવાય છે એ સમજું છું. પણ શું કરૂં ? '

' તમને પોતાને તમે ડામ દો છો એ સમજો છો ?'

' ના મને તો સુખ થશે.'

' હાલની સ્રીએ આપ્યું તેટલું કે તેથી વધારે ?'

' ના, ના, પણ મારાં છોકરાંની સંભાળ કોણ લે ?'

' તમો રશોઈઓ રાખી શકો છો; બીજી સ્રી પરણશો તે એ છોકરાંની સંભાગ જ લેસે એવી શી ખાતરી છે ?'

' આ ગામના લોકો બહુ ખરાબ છે, એ લોકોએ મને બહુ પજવ્યો છે.'

' તે હું માનું છું, પણ હું તમને કયાં કહું છું કે તમે તમારી આગલી સ્રીને બોલાવીને રાખો. તમે ન પરણો એટલું જ તમારી પાસેથી માગુ છું, નાતની ધમકીથી ડરીને નહી, પણ તમારા અંતરાત્માને પૂછીને, તમારૂં અને બીજાનું હિત વિચારીને ન પરણો એમ માગું.'

' છોકરાંને રસોઇઓ ન સંભાળી શકે.'

'હું સાંભળું તો ? હું મારા આશ્રમમાં લઈ જઈને તેમને કેળવણી આપું, તમે ખર્ચ મોકલી આપજો.'

એ વાતને તેમણે હસી કાઢી.

'રસોઇઆ તો બહુ ત્રાસદાયક હોય છે, ચોરી કરે છે, બદમાશિ કરે છે.'

'તમે તમારી આંને જેટલી બદમાશી કરવાને માટે કાઢી છે તેથી વધારે બદમાશી કોઇ રસોઈઓ કરે ?'

જવાબ ન મળ્યો.

'અને તમને પારકી કન્યાનો ભવ બગાડવા માટે કશું દુઃખ થતુંજ નથી ?'

'થાય છે, પણ—'કરીને હસ્યા. વાતમાં ને વાતમાં પોતાની નિર્દોષતાનો દાવો કરતાં કહેવા લાગ્યા 'છોકરીના બાપને મેં રૂપીઆ આપ્યા નથી હો.'

'તે તો ગમે તેમ હોય. પણ તેનું હિત તમે કરવાના કે ? તમારી લગ્નને લાયક ઉમર છે કે ?

'ઉંમર તો ન કહેવાય.'

'ત્યારે તમે શું જોઇને તૈયાર થયા છો ?'

'અમે સંસારી રહ્યા. તમે તો ગાંધીના માણસ એટલે બીજી વાત કરો.'

'તમારે સંસાર ભોગવવાનો હજી બાકી રહ્યો ? ૫૦ વર્ષ ઓછાં છે ? બીજા કેટલા માણુસ તમે એવા બતાવી શકો છો કે જેનો સંસાર ૫૦ વર્ષે આ વીના નથી ચાલી શકતો ?'

'તમે તો સમજતા નથી. માણસ ખાયપીએ એમ તો તમે માનો ને?'

'હા.'

'ત્યારે ખોરાકમાંથી લોહી થાય છે, અને લોહીમાંથી વીર્ય થાય છે તેને—

*     *     +

[ આ કૂદડીવાળો ભાગ છાપ્યો જાય તેમ નથી. વાંચનાર સમજી જશે. **મો૦ ક૦ ગાંધી** ]

'એ તો ઠીક. પણ તમે પ્રારબ્ધમાં માનો છો?'

હા. તમે એમ માનતાં હશો કે તમારા પ્રારબ્ધમાં હવે સુખ લખેલું છે.'

'હા.'

'હાલની સ્ત્રીને પરણ્યા ત્યારે પણ તેમ જ માન્યું હતું ના?'

'ના, ત્યારે વિચાર કર્યો ન હતો, પણ આ વેળા એમ લાગે છે કે મારા પ્રારબ્ધમાં સુખ છે. અને ન હોય તો પણ શું? પ્રારબ્ધમાં દુઃખ હશે તો દુઃખી થઇશ, તેમાં નાતને શું?'

'તમારી સાથે વધારે વાત કરવાનો તો મને વખત નથી રહ્યો, પણ મેં જે કાગળ તમને લખીને આપ્યો છે તે ફરીવાર વાંચી જજો, અને શાંતિમાં બેસીને તમારા અંતરાત્માને પૂછજો, જે તમે કરો છો તે ઠીક કરો છો?' આટલું કહીને મેં રજા લીધી.

રજા લેતાં મનમાં થયું કે મારામાં વધારે પ્રેમ અને વધારે સેવાવૃત્તિ હોત તો હું તેમને સમજાવી શકત. પણ ન હોય તે ક્યાંથી લાવું ? છતાં તેમને જઈને આટલું સમજાવવાની ઇચ્છા તો ન જ રોકી શક્યો.

ગામના યુવકો છોકરીના પિતાની પાસે જવા ઇચ્છે છે, અને તે પોતાની છોકરીનું જે ગંભીર અહિત કરી રહ્યા છે તે ન સમજે તો કાંઇક 'સત્યાગ્રહ' કરવાનો વિચાર કરી રહ્યા છે. છોકરીના બાપને ઉંબરે જઇને તેઓ લાંઘણ નહિ કરે એવી આશા રાખું છું.

દરમ્યાન આવા પ્રસંગે નાતના માણસો શું શું કરી શકે તે વિષે આપને કાંઈ પ્રકાશ પાડવા જેવું લાગે તો પાડશો એવું ઇચ્છું છું. મને તો આ કાગળ લખતાં શરમ આવે છે. પણ શરમ ઉઘાડી પાડવામાં ઘણી વાર સેવા રહેલી છે.

લિ૦ આપનો

મહાદેવ દેશાઇ

[ 'ત્યાગમૂર્તિ' વિષેનો લેખ લખાયા પછી ઉપરનો કાગળ મારે હાથ આવ્યો છે. આવા દાખલા હિંદુસ્તાનમાં બન્યાં જ કરે છે. વૃદ્ધ પુરૂષ પોતાની વિષયવાસનને વશ થઈને એક બાળાનો જન્મ બગાડવા બેઠો છે તેને એકાએક સમજાવવો મુશ્કેલ છે. બાળાનો બાપ, જેને પૈસા મળવાનો સંભવ છે, તેને કેમ પોતાની દીકરીના હિતની બાત સમજાવી શકાય ? જ્યાં વિષય અને સ્વાર્થ માણસની આંખે પાટા બાંધે છે ત્યાં તેને ખોલનાર કોણ મળે ?

છતાં જો જ્ઞાતિના મહાજન ધારે તો આ ગરીબ ગાયને બચાવી શકે છે. મહાજન કંઇ કરવા તૈયાર ન હોય તો જેઓ આ પરોપકારનું કામ કરવા ઇચ્છતા હોય તેઓ મહાજનને વચમાં પડવા વીનવે તેમ પણ ન થઇ શકે તો જેઓ આ અઘોર કૃત્ય અટકાવવા ઇચ્છતા હોય તેઓ વિનયપૂર્વક બાળાના બાપને સમજાવે તેમજ વિવાહ કરનારને પણ સમજાવે. તેઓ અવશ્ય આ બંન્ને વ્યક્તિઓનો ત્યાગ તો કરે જ. તેમના ભોજનાદિ કાર્યોમાં ભાગ ન લે ને તેમ કરી પોતે આ પાપની ભાગીદારીમાંથી મુક્ત થાય. જે સમાજમાં આવા ગુન્હા થતા હોય તેમાં આખા સમાજનો દોષ માનવો જ ઘટે છે. કેમકે જે વસ્તુની વિરૂદ્ધ તીવ્ર સામાજિક અભિપ્રાય હોય તે વસ્તુ કરવાની ધૃષ્ટતા એકાએક કોઇ કરતું નથી. અને જ્યાં સમાજની દરકાર ન કરતાં ઉદ્ધતાઇથી કોઇ વ્યક્તિ સમાજની મર્યાદા છોડે છે ત્યાં સમાજની પાસે શાંત અસહકાર રૂપી સુંદર હથિયાર રહેલું છે ને તેની મદદથી સમાજ દોષમુક્ત બની શકે છે.

મો૦ ક૦ ગાંધી ]

---

# આ ચિત્ર જુઓ.

**અ**મદાવાદ શહેરમાં આજકાલ ચાલી રહેલા લગનસરાના વરઘોડા અને જૈન ઉત્સવો વિષે એક ભાઇ દુઃખી દિલે લખે છે:

"આજકાલ વાજાં, વરઘોડા અને ઉત્સવો પાછળ ગાંડાતૂર બની હજારો લાખો રૂપિયાનાં પાણી કરવાની અમદાવાદના ધનિકોમાં કેમ જાણે હુંસાતુંસી ચાલી રહી છે. રસ્તે ચાલવા જગ્યા નહિ, કાને પડયું સંભળાય નહિ, દિવસ આખો શ્રમ કર્યાં પછી રાત પડયે શેરી વચ્ચે કે રસ્તાને કિનારે પોતાની તૂટી ખાટલી નાંખી મૂડી હાડકાંને આસાયેશ આપવા માગનાર ગરીબને વિશ્રાંતિની સોઇ નહિ. પોતાના દિલના લહાવા ઓરિયા વીતાવવા ખાતર શ્રીમંત માબાપો અધખીલ્યાં ફૂલ સમાં બાળકોને આજના ધખતી ભઠ્ઠી જેવા ઉનાળાની ગરમીમાં ખરા બપોરના વરઘોડામાં કસબી કપડાં અને દાગીનાઓથી દાટી દઈ કલાકના કલાકો પંચાગ્નિ તપાવે છે. ઝીકસૂરમે ખચ્ચા સાજથી શોભતા ઘોડાઓ પાલખીઓ અને છત્રો તેમને ઝાલીને ચાલનારા મજૂરો જોડે પોતાને અજબ સરખામણીમાં ઉતારે છે. શાહીબાગમાં ધાર્મિક ઉત્સવ મંડાયો છે પણ જોનારને આ ધાર્મિક ઉત્સવ કે લૌકિક વરઘોડા વચ્ચે તફાવત દેખાવો મુશ્કેલ છે, બધેજ ઘેલછાભર્યો દ્રવ્યવ્યય અને વૈભવ ઠલવવાની

એકજ સરખી આકાંક્ષા સિવાય ભાગ્યેજ બીજું કશું નજરે પડે છે. કહેવાય છે કે શાહીબાગના ઉત્સવમાં ચાર પાંચ લાખ ખરચાશે.

ગઈ કાલેજ મેં એક ગંજાવર વરઘોડો જોયો. શણગારેલાં ઘોડા પાલખીઓ બસ નહોતાં તે હાથી પણ આણેલો. અંબાડીમાં ઢીંગલીઓને શણગારે તેમ ચાર પાંચ લાખના દાગીનાઓથી શણગારેલાં બાળકોને બેસાડયાં હતાં. સરઘસમાં એક જગ્યાએ ચાર પોલીસ સિપાઇઓની ચોકી વચ્ચે એક બહેન હતાં આવા વરઘોડા વચ્ચે પોલીસો શા સારૂ, એમ પૂછતાં મને કહેવામાં આવ્યું કે મજકુર બહેને ત્રીસ હજાર રૂપિયાની કિંમતની સાડી પહેરી હતી તેથી પેલા પોલીસો અંગરક્ષક તરીકે હતા ! તેજ સાંજે સાંભળ્યું કે પેલા હાથીએ એજ વરઘોડામાં ભર રસ્તા વચ્ચે તેને દોરનારા એક રક્ષકને સૂંઢમાં ઘાલી પછાડી પગવડે છૂંદી નાંખ્યો.

આ વરઘોડા અને ઉત્સવોની બીજી બાજુ હોય છે જમણવારો. આ વિષે તો હું જેટલું ઓછું લખું તેટલુંજ ઠીક. પરદેશીઓ આપણી રહેણીને વિષે જે ટીકાઓ કરે છે તેનો તથ્યાંસ જોવો હોય તો આપણી જમણવારો જોવી. અમારી પડોશમાં ત્રણ દિવસ થયાં એકસરખી જમણવાર ચાલુ છે. આનું વર્ણન મારાથી કર્યું જાય એમ જ નથી. ખાનપાનમાં જ બધો ધર્મ સમાયેલો માનનારા અને એ મુદ્દા ઉપર અસંખ્ય જાતિભેદોનો અને આભડછેટ જેવી ભયાકનતાઓનો બચાવ કરવા માગનારા આપણે ઉંચ વર્ણના હિંદુઓ કેવી જગ્યાઓએ અને કેવી ઢબે એઠવાડોના ઢગ વચ્ચે, શેરીઓ વચ્ચે, ગટરો આગળ કે જ્યાં આવે ત્યાં બેસીને ખાઇએ છીએ, આપણાં સ્ત્રી બાળકોને બેસાડી ખવડાવીએ છીએ, એ જોઈને સમસમી રહેવાય છે, અને આપણું

સામાજિક જીવન ક્યાં છે, આપણી દશા કેટલી મૂર્છિત છે, એની સમજ નથી પડતી.

## અને આ

એક બીજા મિત્ર જણાવે છે;

તમે જાણીને રાજી થશો કે અમદાવાદ શહેરના રહીશ આપણા જૈન મિત્ર..............ભાઈએ પોતાના પુત્રના લગ્ન કશા ઠાઠમાઠ કે રંગરાગ વિના ભવ્ય સફાઇથી શુધ્ધ સફેદ ખાદીમાં કર્યાં છે અને રૂા. ૧૦૦૦] અંકે એક હજાર દલિત કોમોની સહાયતાના કામને સારૂ પ્રાંતિક સમિતિમાં શ્રી વલ્લભભાઇ પટેલ ઉપર મોકલાવી આપ્યા છે.



# બાળાઓને સંદેશ.

મ્હૈસૂરથી અહીં આવ્યા પછી ગાંધીજીએ સ્ત્રીઓની એક બીજી સભા આગળ ભાષણ આપ્યું, અને બે કન્યાશાળાઓની મુલાકાત લીધી. બંનેની પ્રચાલિકાઓ ખ્રિસ્તી છે. લંડન મિશનની કન્યાશાળાએ અતિશય ઔચિત્યપૂર્ણ માનપત્ર આપ્યું; બાળાઓએ ખાદીને માટે નાનકડી થેલી આપી, અને સુંદર સંગીત સંભળાવ્યું. બીજી એક શાળાની મુલાકાત વેળા ગાંધીજીએ બાળાઓને વાતવાતમાં ઘણું સંભળાવ્યું:

'તમને કેળવણી મફત મળે છે તેનો લાભ દેશને આપશો ખરી? કે કેળવણી પૂરી કરી કે તરત પરણી બેસશો, અને તમારા પતિ અને કુટુંબની સંભાળના પ્રપંચમાં પડી જશો? તમે બધી અવિવાહિત રહો એમ હું નથી કહેવા માંગતો. પણ વિવાહિત કે અવિવાહિત તમે કોઇની ગુલામ બનીને ન રહો એ ઇચ્છું છું. તમારી સંસ્થામાંથી મને થોડી વીરાંગનાઓ મળે તો કેવું રૂડું થાય! તમે તો દયાની મૂર્તિઓ બનીને દેશનું દળદર ફેડી શકો એમ છો. અનેક વીરાંગનાઓ પવિત્રતાના કવચો પહેરી સમાજમાં ઝૂઝી છે અને સમાજનું કલ્યાણ કર્યું છે. પશ્ચિમમાં તો એવી વીરાંગનાઓ આજે પણ પુષ્કળ પડેલી છે. તમે એવી થશો?'

એક નાનકડા કન્યાગૃહની નેત્રી ગાંધીજીને પોતાના ગૃહમાં લઈ ગઈ. પોતે વિદ્વાન હોઈ ખાદી પહેરનારી અને કાંતનારી છે. ગાંધીજીને તેમણે આશ્વાસન આપ્યું કે તેઓ બેંગલોર છોડે તે પહેલાં તેમના ગૃહની કૉલેજ અને શાળામાં જનારી કન્યાઓ નિયમિત કાંતતી થઈ જશે.

મહાદેવ હરિભાઇ દેશાઇ.



## હિંદુ વિધવા શું કરે ?

અજમેરથી એક સજ્જન હિંદીમાં લખે છે:—

" મૈં ચાહતા હૂં કિ આપ મેરે નિમ્ન-લિખિત પ્રશ્નકા ઉત્તર નવજીવન મેં દે.

હિંદૂ વિધવાઓં કો જો પુનર્વિવાહ નહીં કરના ચાહતીં અપના શેષ જીવન કિસ પ્રકાર વ્યતિત કરના ચાહિએ ?

મહર્ષિ દયાનંદને તો લિખ્ખા હૈ કિ ઉનકો બ્રહ્મચર્યપૂર્વક રહેતે હુએ સ્વયં પઢના ઔર બાલિકાઓંકો પઢાના ચાહિયે.

કયા આપ ઇસ બાતસે સહમત હૈ ? ઇસ કો માનતે હુએ ભારતકી વર્તમાન સ્થિતિ કો દેખતે હુએ આપ ઔર કૌન કૌન સી બાતોં કો ઇસકે સાથ જોડ દેના ચાહતે હૈં ? "

મહર્ષિ દયાનંદનો અભિપ્રાય કેવળ શીખવા શીખવવામાં જ વિધવા પોતાનો સમય ગાળે એમ નથી, પણ એ વસ્તુ દૃષ્ટાંત રૂપે હોય. શિક્ષાનો અર્થ આ ઠેકાણે તો અક્ષરજ્ઞાન જ છે. અક્ષરજ્ઞાન અમુક અંશે આવશ્યક છે. પણ મારી દૃષ્ટિએ એથીયે વધારે આવશ્યક શિક્ષણ ભૂખમરો દૂર કરવાનું છે. અને તે રેંટિયા શિક્ષણ છે,

એ મારો નિશ્ચય દિવસે દિવસે વધતો જાય છે જો આપણે, વાંચી લખી જાણનારા, પોતાને ઊંચ વર્ણના માનનારા મધ્યમ વર્ગના લોકો આપણા વર્ગની બહાર રહેલા કંગાળ લોકોનો વિચાર કરીએ, તો કોઇને રેંટિયા વિના બીજું ન જ સૂઝે. રેંટિયો મુખ્યપણે સ્ત્રીઓજ ચલાવશે. મુખ્યપણે સમય પણ સ્ત્રીઓની જ પાસે છે. એટલે તેમની મારફતે હિંદુસ્તાનના કરોડો રૂપિયા બહાર જતા બચાવવા અને ખરૂં સ્વરાજ—રામરાજ—મેળવવું, એમ હું સ્થળે સ્થળે અને રાત દહાડો પોકારી પોકારીને કહ્યા કરૂં છું.

સ્ત્રીઓમાં પ્રવેશ તો સ્ત્રીઓજ સારી રીતે કરી શકે. અહીં ઉત્કલ દેશમાં, જ્યાં હું આ લખી રહ્યો છું ત્યાં, ગરીબ સ્ત્રીઓ પણ પડદામાં રહે છે. તેમના પડદાને તોડી તેમની વચ્ચે કોણ જઈ શકે? મારી સાથે મીરાંબાઇ છે. તેમને મેં એક ગામડાની સ્ત્રીઓમાં મોકલ્યાં. પચાશેક સ્ત્રીઓ તેમની આસપાસ વીંટળાઇ ગઇ, ને હર્ષઘેલી થઇ ગઈ; અનેક વાતો પૂછવા લાગી, ને રેંટિયાની વાત નીકળી. આ સ્ત્રીઓ છેક ભોળી, સાદીને અણજાણ હતી. ખરી કેળવણી તો આવી અસંખ્ય સ્ત્રીઓને મળવી જોઇએ. સ્વચ્છ ચારિત્રવાળી વિધવાઓ આવી કેળવણી સહેજે આપી શકે; પોતાનું કામ સાધે ને હિંદુસ્તાનનો બેડો પાર થાય. પરોપકારી વિધવા આ કામ સહેજે શીખી શકે, ને સહેજે કરી શકે. પણ તેમાં મોટી શરત તો એ છે કે તેને ગામડાંમાં જવાની ધગશ થાય, ને તેમાં રહી અકળાય નહિ. બ્રહ્મચર્યનું વ્રત લેનારી વિધવા અબળા નથી, અપંગ નથી. તે જો પોતાને ઓળખે તો તે બળવતી છે, સ્વાશ્રયી છે, સુરક્ષિત છે. આજકાલ બાળાઓને આપવામાં આવતી શિક્ષાના કાર્યને હું ઉપરના .કાર્યના

પ્રમાણમાં તુચ્છ ગણું છું. પણ જે વિધવા ગામડાંમાં ન જ જાય, આળસમાં દિવસ ગાળતી હોય, અથવા ધર્મભ્રમમાં વરસોવરસ તીર્થ ક્ષેત્રોને નામે ગણાતાં સ્થળોમાં ભ્રમણ કરતી હોય, તે કરતાં તો શહેરોમાં રહી બાળશિક્ષણ આપતી હોય તે સારૂં જ છે. તેની પાસે દરદીઓની સારવારનું વિશાળ ક્ષેત્ર પણ પડયું છે. હિંદુ સ્ત્રી નર્સ તરીકે ઘણી થોડીજ જોવામાં આવે છે. મહારાષ્ટ્રમાં વિધવાઓ નર્સનું કામ શીખે છે. પણ મહારાષ્ટ્રની બહાર બહુ થોડી જ વિધવાઓ એ કામ શીખવા તૈયાર હોય છે.

પણ મેં બતાવ્યાં છે એ કાર્યો પણ દષ્ટાંત રૂપે જ સમજવાં. પ્રત્યેક સમજુ વિધવા, જે બ્રહ્મચર્યનું પાલન કરવા ઇચ્છે છે તેણે પોતાની મેળે કંઇક પણ પરોપકારી પ્રવૃત્તિ શોધી લઇ તેમાં પોતાનું જીવન ગાળવું ઘટે છે.

મોહનદાસ કરમચંદ ગાંધી.



## આશ્રમમાં

# એક પવિત્ર વિધિ

કાઠિયાવાડની મુસાફરી પૂરી કરી ગાંધીજી ૨૬ મીએ પાછા વળ્યા, કારણ ૨૭ મીએ વસંતપંચમીએ ભાઈ રામદાસ ગાંધીના વિવાહનું મુહૂર્ત હતું. કોઇ વ્યક્તિના વિવાહમાં વિવાહ તરીકે કદાચ કશું નોંધવાનું ન હોય, પણ આશ્રમમાં થયેલા આ વિવાહ વિષે કેટલીક વિગતો સૌને જાણવા જેવી હોઈ નોંધું છું. મને ખબર છે કે ઘણા હિંદીઓ આશ્રમની પ્રત્યેક ઘટનામાં ઝીણવટથી રસ લઈ રહ્યા છે, અને પોતાનાં જીવનમાં ઘટતા ફેરફાર કરી રહ્યા છે. તેમને સૌને આ વિવાહવિધિનાં સાદાઈ, ધાર્મિકતા અને ગાંભીર્યમાંથી કાંઇક જાણવાનું અને શીખવાનું મળશે.

આ વિવાહસંબંધ જોડાયાને તો લગભગ બે વર્ષ થયાં, અને જો કે રામદાસનું વય તો આજે ૩૦ વર્ષનું છે, પણ કન્યાને ૧૭ વર્ષ પૂરાં ન થાય ત્યાં સુધી વિવાહ ન કરવા એવો ગાંધીજીનો આગ્રહ હતો. કન્યાપક્ષે આ આગ્રહને માન આપ્યું. વિવાહવિધિ સંપૂર્ણ સાદાઈ અને ધાર્મિકતાથી થાય એ ખાતર વિધિ આશ્રમમાં કરવાને માટે પણ તેઓ કબૂલ થયા. પાંચ ૭ માણસ સાથે તેઓ આવ્યાં, ૮ વાગે

સવારે વિધિનો આરંભ થયો, અને ૯–૩૦ ને શુમારે વિધિ સમાપ્ત થયો, અને કન્યાપક્ષવાળાઓએ ૧૧ વાગે લખતર જવાને ટ્રેન લીધી, કારણ લખતરમાં એ જ કન્યાની બ્હેનનું લગ્ન તે જ દિવસે હતું.

વિધિ તો આઠે શરૂ થયો, પણ વિધિને પુનિત કરવાને માટે વરવધૂને પ્રભાતથી કેટલાક વિધિ કરવાના હતા. ઉપવાસ તો હતો જ, તે ઉપરાંત કાંતણ અને જલાશય સાફ કરવાનો પરિશ્રમ, તથા ગાય અને વૃક્ષની સાથે એકાત્મભાવસૂચક ગોશાળા સાફ કરવાનું, વૃક્ષની આસપાસ વાળી ઝૂડી તેને પાણી પાવાનું કાર્ય હતું. અને આ સૌ વિધિને અંતે ગીતાનો સ્વાધ્યાય.

વિવાહવિધિનું મંગળ આશ્રમની બ્હેનોએ પોતાની પ્રાતઃકાલની પ્રાર્થનાના મધુર શ્લોકો બોલીને કર્યું, અને પછી ‘ રુકિમણીનો પત્ર ’ ગાવામાં આવ્યો. ધર્મવિધિમાં વરવધૂએ વડીલોની સમીપ અને નરતું વૃત જાણનારાં મહાભૂતોને અને ધર્મને સાક્ષી રાખીને એક બીજાને એકનિષ્ઠ રહેવાની અને એક બીજાની ઉન્નતિ સાધવાની પ્રતિજ્ઞા લેવાની હતી. સપ્તપદી તો ‘ નવજીવન ’ માં આવી ગયેલી છે. આ ઉપરાંત બીજી કશી ધાંધલ ઉપાધિ નહોતી, ન વાજાં ગાજાં, ન ગીત, ન કોલાહલ, ન રાત્રિ ને ન ઉજાગરા, ન જમણ કે ન એંઠવાડ. શહેરમાંથી બે ચાર મિત્રો વિવાહની ખબર સાંભળીને વરવધૂને આશીર્વાદ દેવા આવ્યા હતા. લગ્નમાં પૈસાનો ખર્ચ હોય જ શેનો ? વિધિ કરાવનાર અમારા શાસ્ત્રીજી, અને ભેટ આપવા લેવાનો પ્રતિબંધ એટલે ભેટ પણ શેની હોય ? હા; કેટલાક મિત્રોએ ફુલો, અને ગાંધીજીએ પોતાના કાંતેલા સૂતરની માળ, તથા ગીતાજી અને આશ્રમ ભજનાવલિની એક એક નકલ તથા તકલી બંનેને આપ્યાં. બંનેના અંગ ઉપર શુદ્ધ, શુભ્ર ખાદી ઉપરાંત કશું આવરણ કે આભૂષણ નહોતું,

· ૯ા વાગે સૌ પ્રાર્થના સ્થાને ભેગાં થયાં, અને ગાંધીજીએ વર વધૂને આશીર્વાદ આપ્યા. અગાઉ આશ્રમમાં સાત વિવાહ થઇ ગયા, ગયે વર્ષે અકોલામાં પોતાના બીજા પુત્રના વિવાહ ગાંધીજી કરી આવ્યા. પણ આ પ્રસંગનું કરુણ ગાંભીર્ય વર્ણવ્યું જાય એમ નથી. સુત, વિત્ત, દારા અને દેહનો ત્યાગ સદૈવ આચરતા અને ઉપદેશતા ગાંધીજી ક્ષણવાર સામાન્ય પિતાની લાગણીને વશ થયા, પોતાના જ હાથ નીચે ઉછરેલા, અને મા છતાં મા અને બાપ બંને બનીને ઉછરેલા પોતાના બે પુત્રો દેવદાસ અને રામદાસની વાત કરતાં પોતાની સ્મૃતિમાં જાણે ૩૦-૩૦ વર્ષના ઇતિહાસ તાજા થયા, અને એ સ્મૃતિ આંખમાંથી છલકાઇ રહી. ' રામદાસ તારે વિષે મેં ભારે આશા બાંધેલી છે, ' કહેતાં ડૂમો ભરાયો. ' તારા કેટલાક દોષો તેં મારી આગળ કબૂલ કર્યા છે, ' કહેતાં તો સત્યવ્રત પિતાની, પોતાનો બીજો કશાનો નહિ તો સત્યનો વારસો કાયમ રાખનાર પુત્રની સત્યશીલતાના વિચારે, પાછી છાતી ભરાઇ આવી, અને અનેક ક્ષણ સુધી અવાક્ રહ્યા. સામાન્ય પિતાનો પુત્ર વિષેનો મોહ ગળું નહોતો રૂંધતો, ગાંધીજીનો સત્ય વિષેનો મોહ ગળું રૂંધી રહ્યો હતો. એ પવિત્ર પ્રેમ અને મોહની કરુણ ઘડીઓ ચીતરવાનુ કોનું સામર્થ્ય છે ?

અંતે હૈયું કઠણ કરી ગાંધીજી બોલ્યાઃ ' પણ તારા એ દોષો મને વસ્યા નથી, એટલે હું એથી ભય નથી પામ્યો એમ મેં તને કહી દીધેલું છે. તેં કબૂલ કર્યું છે છતાં મેં તને નિર્દોષ ભોળો માન્યો છે, તેથી હું રાજી થયો છું કે તું ચાલાક થઇ જગતને છેતરે તે કરતાં જગત તને ભોળો કહી છેતર્યા કરે તોય હું છાનોમાનો અભિમાન માનવાનો. એવો જ તું રહેજે. ગરીબાઇથી શરમાતો નહિ, બીતો નહિ.

'નીમુને (વધુને ઉદ્દેશીને) સાચવજે; તેનો સરદાર ન બનજે, મિત્ર બનજે. એની એટલે એનાં શરીર અને નીતિની રક્ષા કરજે, ને નીમુ તારાં શરીર અને નીતિની રક્ષા કરે. તેમ કરવા માટે તમારે બંનેએ હમેશાં ઉદ્યમી રહેવું પડશે. મૂર્છામાં આવી પતિ પત્ની એક બીજાનો દુરુપયોગ કરે છે. તમે બેઉ સમજો અને જેટલો સંયમ પાળી શકાય તેટલો પાળજો.

'અહીં ઉછર્યાં છો તેનો લાભ જગતને આપજો–સેવા–પરાયણ રહેજો. સેવા કરતાં શરીર ઘસી નાંખશો તેમાંજ તમે શોભશો એમાં મને જરાય શંકા નથી.

'ગરીબ માણસ જેમ કરે છે તેમ બંને મહેનતુ, એક બીજાના કામમાં ભાગ લેતાં થજો. એજ તમારો વિનોદ–આરામ થજો. જે જે અભિલાષા મારી તમે જાણો છો તે સફળ કરજો.

'તમને મેં ગીતા અને ભજનાવલિ આપ્યાં છે, અને નાનકડી તકલી આપી છે હું માગી લાવીને તમને ઘરેણાં આપત તો મારી હલકાઇ દેખાત, અને જગત હસત. પણ મારી તકલી અને મારી સૂત્રમાળ જોઇને જગત કહેશે કે મને શોભે તે શોધીને મેં તમને આપ્યું છે.

'ગીતાનું વખતોવખત મનન કરજો. એ તમારે માટે હીરા સોનાની ખાણ થઇ પડો. અને એ એવી ખાણજ છે,–જો તમને શોધતાં આવડે તો. તમારો વિનોદ એમાંથી કાઢજો, તમારાં થાક અને કષ્ટ એના રસમાં ભૂલજો. તોજ તમારૂં કલ્યાણ થશે, તમે તેજસ્વી થશો. ઇશ્વર તમને દીર્ઘાયુ આપે, અને આપે તેનો તમે સારામાં સારો ઉપયોગ કરો.'

સાંજે વિવાહ વિધિના મર્મ વિષે પ્રાર્થનામાં બોલતાં નવીજ વાત ચર્ચી. આ વિવાહમાં કન્યા પણ મોઢ વણિક જ્ઞાતિની હતી, એટલે ગાંધીજીને જ્ઞાતિઓના વાડા તોડવા વિષે બોલવાનો પ્રસંગ મળ્યો, અને બોલ્યા: 'એકજ જ્ઞાતિનાં વર કન્યાની આપ લે થતી હોય એવો વિવાહ આશ્રમમાં કદાચ આ છેલ્લો હશે એવી મારી આશા છે. કેટલોક સમય થયાં મને બહુ તીવ્ર રીતે લાગતું આવ્યું છે કે આશ્રમમાંજ આ સુધારાનો આરંભ કર્યે છૂટકો છે. બીજાઓને તે તે વિષે મુશ્કેલી હોય પણ આપણો સમુદાય આ બાબતમાં સહેજે પહેલ કરી શકે. આપણે એક જ્ઞાતિનું બીજી જ્ઞાતિનાને વરે તો ઉત્તજન આપવું, એકજ જ્ઞાતિના વિવાહને ઉત્તેજન ન આપવું.'

વિવાહના ઉદ્દેશ વિષે બોલતાં:

'બ્રહ્મચર્યની વૃદ્ધિ ઇચ્છનાર આપણી સંસ્થા છે—વિવાહો કરી આપનાર આપણી સંસ્થા નથી એ ન ભૂલશો. જે વિવાહ કરીએ છીએ તે અનિવાર્ય સમજીને, તેને સંયમનું, ત્યાગનું સાધન સમજીને. વિધિ કેવળ ધર્મ દૃષ્ટિએજ થાય છે, એટલે તેમાં જેટલું બને તેટલાં ગાંભીર્ય અને સાદાઈ રેડીએ છીએ. કન્યાની ઉંમર વધારીને આપણે તેને ૨૦–૨૫ સુધી પહોંચી શકીએ તો સારૂં ખરૂં . . . . ત્યાગી અને ભોગીની રહેણીકરણીમાં ચોખ્ખો તફાવત હોય. એ વસ્તુ કબૂલ નથી થતી તેથી ત્યાગ મુશ્કેલ થઇ પડે છે. ત્યાગ સંયમની સીમા નથી, ભોગને હમેશાં સીમા છે એ વિચાર હમેશાં યાદ રાખીએ, અને દેશ અર્થે ત્યાગ કરનારનો સમુદાય વધતોજ જવો જોઇએ એ યાદ રાખીએ.'

---

# પ્રશ્નોત્તરી.

એક સજ્જન લખે છેઃ

“હિંદુ સમાજ સુધારા વિષેના આપના લેખો હું બહુ રસપૂર્વક વાંચતો આવ્યો છું. પણ કેટલીક બાબતોમાં આપે કરેલી દલીલ હું બરાબર સમજી શક્યો નથી. કેટલીક બાબતોમાં તો આપ જે નિર્ણય પર આવ્યા છો તે વિષે મને કંઈક શંકાઓ રહેલી છે અને તેનું વધારે વિવરણ કરવાની જરૂર છે. એ મુદ્દાઓ હું નીચે ટૂંકમાં આપી જાઉં છું. એને વિષે આપના મત આપ “યંગઇંડિયા” માં જણાવશો તો આભાર થશે.

## વિધવાઓ વિષે

આપે હંમેશાં વિધવા વિવાહની હિમાયત કરી છે, પણ તે માત્ર અમૂક ઉમર સુધીની–ઘણું કરીને ૧૫, વરસ લગીની બાળાઓના માટેજ. ૧૯ મી ઓગસ્ટના ‘યંગઇંડિયા’માં આપે લખ્યું છેઃ ‘તમામ વિધવાઓને પરણાવી દેવામાં આવે એવી મેં વાતજ નથી કરી. મેં સર ગંગારામે આપેલા કેટલાક આંકડાનો સાર આપ્યો હતો, અને તે આંકડા કેવળ ૧૫ વર્ષ સુધીની ઉમરની વિધવાઓનાજ હતા, આ

વાકયોનો અર્થ હું એવો કરૂં છું કે આપ ૧૫ વરસ સુધીની વિધવાઓના વિવાહની હિમાયત કરો છો. પણ ૧૫ થી સહેજ મોટી ઉમ્મરની વિધવાઓ વિષે-૧૬, ૧૭, ૧૮, ૨૦ અને ૨૨ વરસની વિધવાઓ વિષે આપનું શું કહેવું છે? વિધવા વિવાહની યોગ્યતાને સારૂ આપે મૂકેલી વયની મર્યાદા સ્વીકારવામાં આવે તો મેં પાછળ ગણાવી એવી વિધવાઓને તો પુનર્વિવાહને સારૂ 'અયોગ્ય'જ ગણાવવી પડશે-પછી વિધવા પોતાના કમભાગ્યથી દુઃખી થતી હોય, હાડમારી ભોગવતી હોય, જુલમનો ભોગ થતી હોય, (અને સામાન્ય હિંદુ કુટુંબમાં વિધવાઓની આવી દશા છે એનો મને દુ;ખદ અનુભવ છે) તેનું કંઇ નહિ. કૃપા કરીને જરૂર આપ સ્પષ્ટ શબ્દોમાં જણાવશો કે આ બધું જાણ્યા છતાં પણ આપ ખરેખર વયની મર્યાદા મૂકવા માગો છો ખરા?

હિંદુઓનો મોટો ભાગ વિધવા વિવાહનો કટ્ટા વિરોધી છે, એટલે તેઓને ધીમે ધીમે સમજાવી લેવા એ દૃષ્ટિએ આપ આ મર્યાદિત સુધારાની હિમાયત કરતા હો તો વાત જુદી છે. પણ મારી તો શ્રદ્ધા છે કે આપ પોતે લોકોમાં અળખામણા થાઓ કે આપનો સુધારો અળખામણો થાય અને રખેને એને સફળ થવાની પૂરતી તક ન મળે એ ભયથી આપ કોઇપણ સારી વસ્તુને મર્યાદિત કરો એવા નથી.

હું માનું છું કે આ સુધારાની હિમાયત કરનાર બધા સુધારકોના મનમાં વિધવાવિવાહની હિમાયત કરતી વખતે મોટે ભાગે નિર્દોષ બાળ-વિધવાઓજ હશે; છતાં તેમણે એવા પુનર્વિવાહ સારૂ વયની મર્યાદા મૂકી નથી. એમ ન કરવામાં મને લાગે છે તેઓએ ડહાપણ વાપર્યું છે. કારણ એમ કરવાથી ઘણી વિવાહ યોગ્ય વિધવાઓને સારૂ પણ

એ ખરેખરો વિચિત્ર પ્રતિબંધ થઈ પડત એવી વિધવાઓને વિષે આપનો શો મત છે તે કૃપા કરીને સ્પષ્ટ કરશો.

આનો જવાબ આપતાં, હું નીચે આપું છું એવો દાખલો આપ ભૂલી નહિ જાઓ એવી આશા છે. ધારો કે કોઇ છોકરી મોટી ઉમ્મરે—૨૦ કે ૨૨ વરસની થઇને પરણે અને લગ્ન પછી બીજે જ દિવસે કે ત્રણ મહિના પછી વિધવા થાય. આવા દાખલા પણ બને તો છેજ. આવી છોકરીઓ વયની મર્યાદા બહાર છે અને લગ્ન સંબંધની પવિત્રતા સમજી શકે છે. એટલાજ કારણસર શું તેમનો પુનર્વિવાહનો હક માર્યો જશે?

છતાં જો સમાજના કલ્યાણને ખાતર વિધવા વિવાહમાં વય મર્યાદાની ખરેખરી જરૂર લાગતી હોય તો વિધુરોના પુનર્વિવાહને સારૂ પણ પણ વય મર્યાદા ઠરાવવી એ એટલુંજ જરૂરનું નથી? પુરૂષને દૈવવશાત્ અબળા નારી કરતાં વધારે બળ મળ્યું છે એટલાજ કારણસર એને ન્યાયી નહિ પણ પોતાને અનુકૂળ આવે એવા કાયદા હંમેશાં ઘડવાને અધિકાર નથી. વળી ઘરડા માણસો કિશોરવયની બાળાઓને પરણે છે એ રિવાજને લીધે પણ સમાજમાં વિધવાઓની સંખ્યા વધે છે, અને એ રિવાજ પણ બાળવિવાહ જેટલો જ ભયંકર છે. પુરુષોને અમુક ઉંમર પછી ૩૦ વર્ષ પછી પુનર્વિવાહ કરવાની છૂટ ન હોવી જોઇએ એવી હિમાયત આપ કેમ ન કરો? હા, જો વિધવા વિવાહને કશી મર્યાદા ન મૂકવામાં આવે તો પુરુષોને સારૂ પણ એવી મર્યાદાની જરૂર ન રહે; કેમકે એવી સ્થિતિમાં તો વયોવૃદ્ધ વિધુર-વયોવૃદ્ધ વિધવા જોડે પરણી શકે અને છતાં સમાજને ઝાઝું નુકશાન ન થાય.

આ પ્રશ્નોત્તરી હું ખુશીથી છાપું છું. એના સમર્થ લેખકને કદાચ ટૂંકા જવાબથી સંતોષ ન થાય, છતાં હું લાંબા જવાબમાં તો ન જ ઉતરૂં.

મારૂં કહેવું તો એ છે કે જે માબાપો પોતાની દીકરીઓને કુમળી વયમાં 'પરણાવવાનું' પાપ કરે છે તેમણે, જો તે છોકરીઓ કિશોર–વયમાંજ વિધવા થાય તો, તેમને ફરી પરણાવીને પેલા પાપનું પ્રાયશ્ચિત કરવું જોઇએ. જો છોકરીઓ પાકી ઉંમરે વિધવા થાય તો પછી પુનર્વિવાહ કરવા કે વૈધવ્ય જીવન ગાળવું એ તેમની પોતાની મુનસફીની વાત છે. એને વિષે નિયમ શો હોવો જોઇએ એમ જો મને પૂછવામાં આવે તો હું કહું કે જે નિયમ પુરુષોને લાગુ પડે તેજ સ્ત્રીઓને લાગુ પડવો જોઇએ. જો પચાસ વરસના વિધુરને પુનર્વિવાહ કરતાં શિક્ષા ન થાયતો એટલી ઉંમરની વિધવાને પણ તેમ કરવાની છૂટ હોવી જોઇએ. બંને જણ પુનર્વિવાહ કરવામાં પાપ કરે છે એવો મારો અભિપ્રાય છે એ વળી જુદી વાત. પાકી ઉંમરે પહોંચ્યા પછી સ્વેચ્છાપૂર્વક પરણનાર વિધવા કે વિધુરનો પુનર્વિવાહ એ પાપ છે એવો સુધારો હિંદુ કાયદામાં દાખલ થતો હોય તો હું તો એને ગમે ત્યારે ટેકો આપું.

---

# અબળાનું બળ.

[ બ્લૉમફૉંટીનમાં મિસ એમિલિ હૉબહાઉસની દફનક્રિયા વખતે જનરલ સ્મટ્સે સરસ ભાષણ કર્યું હતું તેનો કેટલોક ભાગ નીચે આપું છું. એક પણ ચારિત્ર્યવાન વ્યક્તિ, એક સ્ત્રી, જેને અબળા એવું ખોટું નામ અપાય છે તે કેટલું કરી શકે અને ખરી દેશભક્તિ કઇ કહેવાય તે આ ભાષણથી સ્પષ્ટ જણાય છે.

મો૦ ક૦ ગાંધી ]

" એમિલિ હૉબહાઉસના અક્ષરદેહને છેલ્લું માન આપવા માટે દક્ષિણ આફ્રીકાના એકેએક ભાગમાંથી આજ આપણે અહીં એકત્ર થયા છીએ. પોતાના શરીરની રાખ આ દેશની માટી સાથે મળે એવી એની ઇચ્છા હતી. જે દેશમાં પોતાના જીવનની ઉત્તમોત્તમ સેવા એણે બજાવી તે દેશનું એ જાણે અંગ બની ગયાં હતાં. હવે તે હંમેશને માટે આ દેશના લોકો સાથે એકાકાર બને છે. જીવનમાં, આપણા ઇતિહાસના અત્યંત મહત્વના પ્રસંગોમાં, એ આપણી સાથે હતાં. અને અંતકાળે પણ વિખૂટાં નથી પડયાં, પણ હંમેશને માટે એક રૂપ બન્યાં છે.

" મિસ હૉબહાઉસ ઈ. સ. ૧૯૦૧ ના અંધકારમય દિવસોમાં આપણાં દેશમાં આવ્યાં. દસ વર્ષ પછી તેણે આખરે આ દેશ છોડયો ત્યારે એનું શરીર જર્જરિત થઇ ગયું હતું, અને વ્યાધિએ તેમાં ઘર કર્યું હતું, જે કદાપિ મટયો નહિ. બનાવોથી ભરેલાં આ દસ વર્ષમાં તેણે આપણને તેનું સર્વસ્વ સમર્પી દીધું. આપણે અર્થે તેણે તંદુરસ્તી ખોઇ અને પોતાનો આત્મા રેડી દીધો. પણ તેનું કામ તથા તેનો આત્મભોગ વ્યર્થ નથી ગયાં. તેના કામનાં ચિરસ્થાયી પરિણામ આવ્યાં છે, અને તેનું નામ તથા સ્મરણ આપણા ઇતિહાસની સાથે અવિચ્છિન્ન ભાવે જોડાએલ રહેશે.

જે દુઃખદાયક બનાવોને લીધે એમિલિ હૉબહાઉસનું આ દેશમાં પ્રથમ આવવાનું બન્યું તેની ચર્ચામાં ઉતરવાનું આજ આપણે કાંઇ પ્રયોજન નથી. આ પેઢીનાં માણસો, જેમાંનાં ઘણાંખરાંએ એક અથવા બીજી રીતે તે બનાવોમાં ભાગ લીધો હતો, તેમના મનમાં પચીસ વર્ષ પછી પણ એ બનાવ હજી તાજાજ છે. સારામાં સારી પરિસ્થિતિમાં પણ લડાઇ ભયંકર વસ્તુ છે અને છેલ્લાં બાર વર્ષમાં લડાઈનું દુષ્ટમાં દુષ્ટ સ્વરૂપ આપણે જોયું છે. યુરોપમાં જાણે સાક્ષાત નરકજ ખડું થઇ ગયું હતું. મહાન વિગ્રહમાં જે હાડમારી અને પીડા વેઠવી પડી એના પ્રમાણમાં પચીસ વર્ષ પહેલાંનો આપણો દક્ષિણ આફ્રિકનો વિગ્રહ નાનો અને હળવો લાગે છે. એ વિગ્રહના બનાવોની આજ આપણે વધારે સાચી અને વિશાળ દૃષ્ટિની આંકણી કરી શકીએ છીએ.

" દક્ષિણ આફ્રિકામાં ખોબા જેટલા ગોરા આપણે રહીએ છીએ એટલે આપણને માણસનો જીવ હંમેશાં ખાસ મૂલ્યવાન લાગ્યો છે,

અને અંગ્રેજોએ વાડાઓમાં ગોંધેલાં આપણાં બાળકોની વિના કારણ જે ખુવારી થઇ તેથી આપણને બહુ લાગી આવ્યું હતું. લશ્કરી ખાતાએ ખોટી નીતિ અંગીકાર કરી તેમાંથી અણધાર્યાં અને અણવાંછ્યાં પરિણામ આવ્યાં, જેથી પ્રજાની એક આખી પેઢીનો ઘાણ નીકળી જવાની બીક લાગતી હતી.

" તે ક્ષણે એમિલિ હૉબહાઉસે દેખા દીધી. જગતમાં આપણે એકલાજ હતા, પ્રજાઓમાં મિત્ર વિનાના હતા, અને આપણી નાની સરખી પ્રજા સામે જગતનું સમર્થમાં સમર્થ સામ્રાજ્ય લડવા ઉભું હતું. જ્યારે આપણી જાતિ સર્વનાશની અણી ઉપર હોય એમ લગભગ દેખાતું હતું એવે સમયે એક નાનકડો હાથ-એક સ્ત્રીનો હાથ-આપણા પ્રત્યે લંબાએલો આપણે જોયો. ભગવાનેજ જાણે એ બાઇને મોકલી. અત્યંત વિચિત્ર તો એ હતું કે એ બાઇ અંગ્રેજ હતી. જ્યારે લડાઇની અને દેશભક્તિની વૃત્તિ પ્રબળ હતી એવા તે પ્રસંગમાં પણ એ બાઇ પોતાના લોકોને બે શબ્દ સંભળાવી શકી. એનાં વચન ઉપર બ્રિટિશ સરકારે ધ્યાન આપ્યું.

એણે બીજી પણ આપણી સેવાઓ કરી છે. લડાઇ પછી આ મહાન બાઈ આપણી વચ્ચે આવીને રહી અને આપણી દીકરીઓને તેણે ગૃહઉદ્યોગો શીખવવા માંડયા. આ કામ કેટલેક અંશે હજી આપણી વચ્ચે મોજુદ છે, જો કે તેણે શરૂ કરેલા કાંતવા વણવાનાં ઉદ્યોગો આપણે ત્યાં ઘેર ઘેર દેખાય એટલો સાર્વત્રિક પ્રચાર પ્રજાના હાલના જીવન સંજોગોમાં પામી શકયા નથી એ વાતનું મને દુઃખ છે. આ બાબતમાં સુદ્ધાં એના કાર્યનાં મહત્વ-ભર્યાં પરિણામો આજે પણ આપણી વચ્ચે જોઈ શકાય તેમ છે. અને જે દ્રઢતાનો આપણી વચ્ચે

તેણે ધડો બેસાડયો તે તો તેની કાંતણ શાળાઓમાં જેઓ દાખલ ન થયાં તેમને પણ પ્રેરણા આપનારો નીવડયો છે. તેણે આપણી મહાન સેવા કરવામાં પોતાની કાયાને એવી તો કાંતી નાંખી કે તે કાયમને માટે ભાંગી પડી. પણ મારે મન તો તેના જીવનની મોટામાં મોટી સેવા યુદ્ધ પછીની તેની ઉપલી પ્રવૃતિઓ નહિ પણ યુદ્ધ વેળાની તેની અંગ્રેજ લશ્કરીઓએ બોઅર સ્ત્રી બાળકોને પૂરી ગોંધી રાખવા નાંખેલા વાડાઓની સુધારણાની પ્રવૃત્તિજ હતી.

યુરોપીય મહાયુદ્ધ વેળાની અગર તો ત્યાર પહેલાંની કે પછીની (બોઅર યુદ્ધ પછીની) પાછલી પ્રવૃત્તિઓની વાત કરવાને અત્યારે સમય નથી. તેણે પોતાની તંદુરસ્તી અને શક્તિમાં જે કંઈ રહ્યું સહ્યું હતું તે બધું જર્મનીમાં મહાયુદ્ધને અંતે ભૂખે મરતી અને ભયાનક વખો વેઠતી સ્ત્રીઓ તેમજ બાળકોને રાહત આપવામાં ગાળી નાંખ્યું. તેનું નામ કેવળ દક્ષિણ આફ્રિકામાંજ મહત્તા અને પૂજાને પાત્ર નથી બન્યું, બલ્કે યુરોપનાં પણ હજારો ઘરોમાં અને ઝુંપડાંમાં આજે પૂજાય છે.

હવે હું બે નાના પ્રસંગો કહી મારૂં ભાષણ પૂરૂં કરવા ધારૂં છું. એથી મારો વિશ્વાસ છે કે એમિલિ હૅાબહાઉસને જે રીતે હું ઓળખતો તે પ્રમાણે તેમની માનસિક સ્થિતિ અને આદતોનો આપ-ણને પરિચય થશે. તેમના જીવન તથા કાર્યની બે ખાસ છાપો મારા ઉપર રહી ગઇ છે. પહેલી એ કે સંસારમાં સ્ત્રીની શક્તિનું શું સ્થાન હોઇ શકે છે અને તેનો કેટલો પ્રભાવ પડી શકે છે એનો સચોટ દાખલો એમિલિ હૅાબહાઉસનું જીવન છે. અહીં બોઅર લડાઇ શરૂ થઇ. તેમાં લાખો માણસો જોડાયાં અને તેમાં દુનિઆની મોટામાં

મોટી સલ્તનત પોતાની શક્તિ અને તાકાત રેડી રહી હતી. પણ એટલામાં કોણ જાણે ક્યાંથી આ એક સ્ત્રી આવી પહોંચે છે અને જે બાબત ઉપર ભાર દેવો જોઇતો હતો તે પર ભાર મૂકે છે. પરિણામે દક્ષિણ આફ્રિકાના આપણા ઇતિહાસનો પ્રવાહ હમેશાને માટે બદલાઇ જાય છે. દક્ષિણ આફ્રિકાના ભવિષ્યની દૃષ્ટિએ 'બોઅર' યુદ્ધના અર્થ અને મહત્વ ઉપર આ અંગ્રેજ સ્ત્રીની સદાની અસર પડી છે. અને બે નિકટ પ્રજાઓ જેની વચ્ચે ખરું જોતાં કદિ વેર થવું જ નહોતું જોઇતું તેમની સમાધાનીની મહિમાવાન મૂર્તિ તરીકે તે અમર થઈ છે.

બીજો વિચાર અત્યારે મને એવી જ બીજી એક મહાન અંગ્રેજ સ્ત્રીના શબ્દોની યાદ આપે છે. એ શબ્દો છેલ્લા મહાયુદ્ધમાં અંગ્રેજ નર્સ એડિથ કેવલે જ્યારે તેને જાસૂસ તરીકે ગોળિયે દેવામાં આવી ત્યારે ઉચ્ચારેલા. એ શબ્દો તે 'દેશાભિમાન બસ નથી' એવા હતા. મને તો છેલ્લા મહાયુદ્ધમાં જો કોઇ ભારેમાં ભારે વચન ઉચ્ચારાયું હોય તો તે આ શબ્દો છે એમ જ હમેશાં લાગ્યું છે. અને પ્રેસીડેન્ટ વિલ્સનનાં ભાષણો કે જેના ઉપર ત્યારની લોહીલુહાણ દુનિયા મંત્રમુગ્ધ થઇ ઝૂકી રહેલી તેના કરતાં પણ વધારે મહત્વ પૂર્ણ લાગ્યાં છે. એ શબ્દોમાં યુરોપના એ અભુતપૂર્વ કરુણયુગનો ઉંડામાં ઉંડો અર્થ અને સંદેશો રહેલાં છે. એનો અર્થ એ છે કે જગતના ભાવિમાં દેશાભિમાન એ હવે બસ નથી. દેશાભિમાન ગમે તેવડી મહાન ઉદાત્ત અને પવિત્ર ભાવના છે, છતાં તે બસ નથી. અને જો એ નર્યું દેશાભિમાન જ જગતના ભાવિ ઉપર દોર ચલાવશે તો દુનિયાની પ્રજાઓ છેલ્લા મહાયુદ્ધમાં જેમ દેશાભિમાનને લઇને જ કપાઈ મૂઈ તેમ અવશ્ય નાશ પામશે.

આ પાઠ આપણે બોઅર લોકોએ ગોખી રાખવા જેવો છે. એક ખોબા જેવડી પ્રજા જેને અત્યાર સુધીમાં ઇતિહાસમાં સારી પેઠે ખમવું પડ્યું છે તે આ દેશાભિમાનના સદ્‌ગુણને બધા ગુણમાં પ્રધાનપદમાં દઇને લઈ ભાગે એવો પૂરો સંભવ છે. આ સ્થિતિમાં આપણે એમિલિ હૅાબહાઉસને કદિ ન ભૂલીએ. આપણે ન ભૂલીએ કે એ બાઈ હાડેહાડ અંગ્રેજ હતી. પોતાની પ્રજાનું, તેના ઇતિહાસનું અને તેના ભાવિ આદેશનું તેને ભારે અભિમાન હતું. પણ એ નર્યા દેશાભિમાનને જ લઇને તે નીકળી પડી નહોતી. નર્યું દેશાભિમાન તેને મન બસ નહોતું. જ્યારે તેણે પોતાના દેશને ઉચ્ચતર નૈતિક કાયદાની વિરોધી રાજનીતિમાં ઝંપલાવતાં જોયો ત્યારે 'સાચ જૂઠ કુછ નહિ, મારો દેશ, મારી પ્રજા' એ વૃત્તિ તેણે નજ પકડી. તેણે પૂરી ધગસથી પોતાની પ્રજા સામે થઇને આપણી બાજુ પકડી અને તેમ કરીને આપણીજ નહિ પણ પોતાના સ્વદેશ ઇંગ્લંડની કદિ ન ભૂલાય એવી સેવા કરી જીવનના આ ઉચ્ચતર તત્વોને વફાદાર રહેવાને સારૂ તેણે આખી જીંદગી મહા દુઃખો ઉઠાવ્યાં.



# ફૂટ પ્રશ્નો.

મારા જ્ઞાન અને સાચાપણા ઉપર વિશ્વાસ રાખીને એક બ્હેને કેટલાક ફૂટ પ્રશ્નો મને પૂછ્યા છે. પોતાના હક ન છોડવા માગનારા કેટલાક પતિઓનો તિખો વાદવિવાદ કદાચ સળગાવે એટલા ખાતર એ પ્રશ્નો છેડવાની મને ઇચ્છા તો ઓછી થાય છે. પણ એવા સ્વત્વાગ્રહી પતિઓ મને દરગુજર કરશે એવી આશા છે, કારણ તેઓ જાણે છે કે હું પણ એક પતિ છું, અને કોકવાર અમારા ઘરમાં વાસણ ખખડયાં હશે છતાં ૪૦ વર્ષ મેં સાધારણ રીતે સુખી ગૃહસ્થ જીવન ગાળ્યું છે એમ કહી શકું.

પત્ર મરાઠીમાં છે. પહેલો પત્ર યોગ્ય અને વેળાસર છે:

કેવળ રામ નામ લઇને રાષ્ટ્રીય સેવા કર્યા વિના સ્ત્રી પુરુષ મોક્ષ મેળવી શકે ખરાં કે? આ પ્રશ્ન હું એટલાજ માટે પૂછું છું કે મારી કેટલીક બ્હેનો કહે છે કે ઘર સંભાળવું અને કોક કોક વાર ગરીબની ઉપર દયાભાવ બતાવવો એ ઉપરાંત કશું કરવાની જરૂર નથી."

આ પ્રશ્ન સ્ત્રીઓનેજ નહિ પણ ઘણા પુરુષોને પણ મૂંઝવ્યા છે. અને મને પણ એ પ્રશ્ન ઉકેલતાં બહુ મહેનત પડી છે. હું જાણું

છું કે એક વિચાર સંપ્રદાય એવો પડ્યો છે કે જે સંપૂર્ણ નિવૃત્તિનો અને પ્રવૃત્તિ માત્રની નિરર્થકતાનો ઉપદેશ કરે છે. એ ઉપદેશની કીંમત મને સમજાઇ નથી, જો કે એનો સ્થૂલ સ્વીકાર કરવો હોય તો એનો મારો પોતાનો અર્થ કરી હું સ્વીકારી શકું છું. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે વિકાસને માટે પ્રવૃત્તિની જરૂર છે, અને તે પણ ફલાભિસન્ધિ રહિત પ્રવૃત્તિની. રામનામ અથવા એવોજ કોઇ મંત્ર, બોલવાની ખાતર બોલવાની જરૂર નથી, પણ આત્મશુદ્ધિની ખાતર બોલવાની જરૂર છે, પ્રવૃત્તિને મદદ મળે તે માટે, ઇશ્વર સન્માર્ગે પ્રેરે તે માટે જરૂર છે. જો પ્રવૃત્તિ માત્ર મિથ્યા હોય તો કુટુંબનો ભાર ઉપાડવાની અને કોકકોકવાર ગરીબને મદદ આપવાની પ્રવૃત્તિ પણ શા સારૂ? આ પ્રવૃત્તિમાંજ રાષ્ટ્રીય સેવાનું બીજ રહેલું છે. અને બધી રાષ્ટ્રીય સેવામાં સમાજસેવા રહેલી છે, જેમ કુટુંબની નિ:સ્વાર્થ સેવાનો પણ એજ અર્થ છે. રામનામથી માણસમાં નિર્મોહતા અને સમતા આવે છે અને અણીને વખતે તે પાટા ઉપરથી ઉતરી પડતો નથી. મોક્ષ તો હું ગરીબમાં ગરીબની સેવા વિના અને તેમની સાથે તાદાત્મ્ય વિના અશક્ય સમજું છું.

બીજો પ્રશ્ન આ છે:

"હિંદુ ધર્મમાં પત્નીને માટે પતિવ્રતા ધર્મ છે, પતિ રાક્ષસ હોય કે પ્રેમની મૂર્તિ હોય તોપણ પતિમાં પોતાને ભેળવી દેવાનો તેનો ઉદ્દેશ મનાયો છે. જો પત્નીએ આ પ્રમાણે વર્તવું એ બરાબર હોય તો પતિનો વિરોધ કરીને પણ તેનાથી રાષ્ટ્રીય સેવા થાય કે? કે તેણે પતિ રજા આપે ત્યાં સુધીજ હામ બીડવી?"

મારા મત પ્રમાણે આદર્શ પત્ની સીતા છે, અને આદર્શ પતિ રામ છે. પણ સીતાજી રામની દાસી નહોતાં. અથવા તો સીતા રામચંદ્રજીની દાસી હતાં, તો રામચંદ્રજી સીતાજીના દાસ હતા. રામે સીતાની મરજી સદા સાચવી છે. સાચો પ્રેમ હોય ત્યાં ઉપર આપેલો પ્રશ્ન ઉઠતોજ નથી. જ્યાં પ્રેમ નથી ત્યાં બંધન પણ નથી હોતું. પણ આજનો હિન્દુ ગૃહસંસાર એક સમસ્યા છે, કારણ પતિ પત્ની જ્યારે પરણે છે ત્યારે એક બીજા વિષે કશું જાણતા નથી. ઘણાખરા હિંદુ ઘરોમાં ધર્મની અનુમતિ અને તેના સાથે રૂઢિનું અનુમોદન અને સંક્ષોભ વિનાનું વિવાહિત જીવન શાંતિ જાળવે છે. પણ જ્યારે પત્ની કે પતિ અસાધારણ વિચાર ધરાવે છે ત્યારે ખળભળાટ થવાની ધાસ્તી રહે છે. પતિને તો કશી શરમ હોતી નથી. પોતાની સહચરીના વિચાર જાણવાની તે પોતાની ફરજ સમજતો નથી. સ્ત્રીને તે પોતાની મિલ્ક-ક્ત સમજે છે. અને પતિનો દાવો કબુલ રાખનારી બિચારી પત્ની ઘણીવાર પોતાનો ભોગ આપે છે. આમાંથી નીકળવાનો માર્ગ છે ખરો. મીરાંબાઇએ તે માર્ગ બતાવ્યો હતો. અને જ્યારે પોતાનો પક્ષ સત્ય લાગતો હોય ત્યારે અને પોતાનો સત્યાગ્રહ ઉચ્ચ ઉદ્દેશને માટે હોય ત્યારે તેને મક્કમપણે પોતાના મનને વળગી રહેવાનો હક છે અને સત્યાગ્રહ કરતાં જે કષ્ટ ભોગવવું પડે તે તેણે વેઠી લેવું.

ત્રીજો પ્રશ્ન આ છે:

" પતિ ધારો કે માંસાહારી હોય અને પત્ની માંસાહારને પાપ માનતી હોય તો શું તેણે પોતાની મરજી પ્રમાણે વર્તવું? શું તેણે પ્રેમનાં સાધનો વડે પતિને માંસાહારમાંથી અથવા એવીજ વસ્તુમાંથી બચાવી લેવો? કે તેણે પતિને માટે માંસ રાંધવું, અને પતિ ઇચ્છે

કે તેણે ખાવું જોઇએ તો ખાવું પણ ખરૂં? જો તમે કહેશો કે પત્નીએ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવું તો પછી એક જુલમ કરતું હોય અને બીજું સામે થતું હોય ત્યાં ઘર એક રાગે શી રીતે ચાલે?"

આ પ્રશ્નનો આગલા પ્રશ્નના જવાબમાં જવાબ આવી જાય છે. પત્ની પતિના અપરાધોમાં લેવાને બંધાયેલી નથી. અને તેને અમુક વસ્તુ ખોટી લાગે તો તેણે પોતાને જે સાચું લાગે તે કરવાની તેનામાં હિંમત હોવીજ જોઇએ. પણ પત્નીનું કામ ઘર ચલાવવાનું અને રાંધવાનું છે, અને પતિનું કુટુંબ માટે દ્રવ્યોપાર્જન કરવાનું કામ છે, તે જોતાં જો બંને એકવાર માંસાહારી હોય તો પત્નીની ફરજ છે કે કુટુંબ માટે માંસ રાંધી આપવું. પણ જો અન્નાહારી કુટુંબમાં પતિ માંસાહારી થાય અને પત્નીને માંસ રાંધવાની ફરજ પાડે તો પત્નીની ફરજ નથી કે તેને જે ખરાબ લાગે છે તે તેણે કરવું. ઘરની શાંતિ જળવાય એ બહુ ઇષ્ટ વસ્તુ છે. પણ કોઇ પણ ભોગે તે જાળવવી જોઇએ એમ નથી. મને તો વિવાહિત જીવન બીજા કોઈ પણ જીવન જેટલું સંયમી હોવું જોઇએ એમ લાગે છે. જીવન એ કર્તવ્ય છે, વિવાહિત જીવન આ લોક અને પરલોકમાં પતિ પત્નીના કલ્યાણ અર્થે છે, અને તે સમાજ સેવા અર્થે પણ છે. સંયમ ધર્મનો ભંગ એક પક્ષ તરફથી થાય તો બીજાને સંબંધ તોડવાનો અધિકાર પ્રાપ્ત થાય છે—શારીરિક સંબંધ નહિ પણ આત્મિક સંબંધ તોડવાનો. એટલે તલાક કે છૂટા છેડાની તો વાતજ નથી. તેઓ છૂટાં પડે છે તે પણ જે ઉદ્દેશને માટે તેઓ ભેગાં થયાં છે તે ઉદ્દેશ્યને પાર પાડવા માટે હિંદુ ધર્મમાં પતિ પત્ની બંનેની પ્રતિષ્ઠા સંપૂર્ણ સમાન છે. રામ જાણે ક્યારથી, રિવાજ બીજોજ પડી ગયો છે એ વાત સાચી પણ

મારી તો ખાતરી છે કે મોક્ષ કે જેને માટેજ બંનેયે જન્મ ધર્યો છે તેની પ્રાપ્તિને અર્થે પતિપત્ની બંને જે સાધન લેવું યોગ્ય લાગે તે લેવાને હિંદુધર્મ સંપૂર્ણ સ્વતંત્રતા આપે છે.



# વૃદ્ધ બાળલગ્ન કે વ્યભિચાર?

એક બહેને કાગળ લખ્યો છે તેમાંથી નીચે પ્રમાણે તારણ લઉં છું:

"તા. ૧ લી જુલાઈના 'નવજીવન'ના આપના એક વૃદ્ધ અના લેખના જવાબમાં આપે સલાહ આપી છે, કે 'એવા વૃદ્ધ વયે (બાળકી જેવડી કન્યા સાથે) લગ્ન કરનારનો સમાજે બહિષ્કાર કરવો.'

આ વાંચવાથી મારા મનમાં જે જે બાબતના વિચાર આવે છે તે આપને નિવેદન કરવાની મને ઇચ્છા થાય છે, તેથી આ પત્ર લખું છું.

વૃદ્ધ લગ્નનો સમાજ બહિષ્કાર કેવી રીતે કરે? સમાજમાંના ૯૦ ટકા જેટલા માણસો એવાં લગ્નને શાસ્ત્રીય અને વાજબી છે એમ માનનારા છે. અરે! એ લગ્નની વાત તો બાજુ પર રહી, પરંતુ પોતાના ઘરમાં સ્ત્રી હોવા છતાં પુરુષો પરસ્ત્રી સાથે ગુપ્ત જાતનો વ્યવહાર રાખે છે. એથી પણ આગળ વધીને કેટલાક તો પોતાને સ્ત્રી પરણવાની મળતી ન હોય તો ઉઘાડે છોગે રખાત રાખે છે. કેટલાક પુરુષોના ઘરમાં સ્ત્રી હોવા છતાં બીજી રખાત રાખે છે.

કેટલાક તો વળી ઘણા વખત સુધી એકાદ સ્ત્રી સાથે એવો વ્યવહાર રાખે છે, અને કેટલોક વખત એમ વ્યવહાર રાખ્યા પછી વળી જો કોઈ બીજી જરા રૂપાળી સ્ત્રી મળી જાય, તો પ્રથમની સ્ત્રીને તજી પાછી તે રૂપવાન સ્ત્રીને રખાત તરીકે રાખે છે. આમ વર્તવાનું કારણ માત્ર થોડો ઘણો મોજશોખ, છોડી ન શકાય તેવી મનની નબળાઇ પણ આવાનો બહિષ્કાર સમાજ કરતો નથી. એ સમાજને વૃદ્ધ લગ્ન અટકાવવાની કે તેનો બહિષ્કાર કરવાની શી સત્તા છે? શો હક્ક છે? મારા ધારવા પ્રમાણે તો જે શાહ હોય તેજ ચોરને ઠપકો દઇ શકે. ચોરજ ચોરને ઠપકો દે તેની અસર શી થવાની છે?"

આ બહેનની દલીલમાં વજૂદ છે. પણ ઔષધ તો મેં બતાવ્યું તેજ છે. જે પુરુષ વ્યભિચાર કરે છે તેનો પણ સમાજ ભલે બહિષ્કાર કરે. પણ જ્યાં સુધી વ્યભિચારીનો બહિષ્કાર ન કરે ત્યાં લગી જે વૃદ્ધ પુરુષ બાળકન્યાને પરણે છે તેનો બહિષ્કાર ન કરાય, એવી દલીલ કબૂલ રાખીએ તો આવાં કજોડાં બંધ કરતાં ઘણો કાળ જાય. વ્યભિચારમાં બહુ દોષ છે એમાં શક નથી, પણ વૃદ્ધ બાળલગ્નમાં તેથીયે વધારે દોષ છે એમ હું માનું છું. વ્યભિચારમાં બન્ને પક્ષ સંમત હોય છે, ને જ્યારે બેમાંથી એક પણ તે પાપમાંથી છૂટવા માગે ત્યારે છૂટી શકે છે. વૃદ્ધ બાળલગ્નમાં તો સુધારાને, પશ્ચાત્તાપને અવકાશજ નથી કેમકે તે અધર્મને અટકાવવા ધર્મ પોતે જ આડો આવે છે. આ કહેવાતા લગ્નરૂપી સંબંધને ધર્મ ઢાલરૂપ થઇ પડે છે. વળી અધર્મ જ્યારે ધર્મનો વેશ ધારણ કરે છે ત્યારે તે ઓછો દોષિત નથી પણ વધારે દોષિત બને છે, કારણ કે તેમાં પાખંડનું મિશ્રણ થાય છે.

દુખની વાત તો એ છે કે આજે સમાજ વ્યભિચાર વિષે જેમ ઉદાસીન છે તેમ વૃદ્ધ બાળલગ્ન વિષે છે. તેથી બન્ને વસ્તુને ન ભેળવતાં વૃદ્ધ બાળ લગ્નના પ્રશ્નને મજકુર બહેન, બીજી બહેનો અને નવયુવકો હાથમાં લે ને તેની સાથે લોકમત કેળવે. એટલું ખરૂં છે કે જેઓ આ આવશ્યક સુધારો કરવા ઇચ્છે છે તેઓ પોતે શુદ્ધ હોવા જોઇએ. 'જેઓ ન્યાય માગવા ઇચ્છે છે તેમણે શુદ્ધ થઇને ન્યાય મંદિરમાં પ્રવેશ કરવો, એવો કાયદાનો નિયમ છે. અનુભવ એ નિયમને પૂર્ણ ટેકો આપે છે.

## આપ ભલા તો જગ ભલા

જ્યારે બીજાની નિંદા હું સાંભળી દુ:ખી થઇ રહ્યો હતો ત્યારે એક મિત્રે અચાનક નીચેની કડીઓ મને સંભળાવી. મને તે બહુ ગમી તેથી આ મારી નિર્દોષ ગમ્મતના ભાગીદાર વાંચનારને પણ બતાવવાનું મને મન થયું:

નથી હાલકી જબ હમેં અપને ખબર,
રહે દેખતે ઔરોં કે ઐબ ઓ હુન્નર;
પડી અપની બુરાઇયોં પેજબ કે નઝર,
તો નિગાહોમેં કોઈ બુરા ન રહા.
ઝફર આદમી ઉસકો ન માનીયેગા
ગો હો કૈસા હિ સાહેબે ફહમ ઓ ઝકા,
જીસે ઐશમેં યાદે ખુદા ન રહી,
જીસે તૈશમેં ખોફે ખુદા ન રહા.

(સાહેબે ફહમ—અકલમંદ; સાહેબે ઝકા—સંયમી; ઐશ—સુખ; તૈશ—ક્રોધ; )

પણ આ કાવ્ય આપવાની મેં ધૃષ્ટતા કરી છે તેથી 'કવિઓ' મારી ઉપર કવિતાઓનો વરસાદ નહિ વરસાવે, એવી મારી ઉમેદ છે. સુંદર કાવ્યોથી આપણે આંતરશુદ્ધિ નથી કરી શકતા એ જાણું છું, તેથી ભાગ્યે જ કાવ્યોને 'નવજીવન'માં જગ્યા મળે છે. પણ ઉપલા કાવ્યાના ઉપયોગનો ઇતિહાસ છે તેથી તે વાંચનાર આગળ રજુ કર્યું છે, એવી આશાએ કે કોઇ તો પોતાના દોષોનું દર્શન કર્યા પછી પરનિંદામાંથી બચશે.

મો૦ ક૦ ગાંધી

# ભક્તિને નામે ભોગ

શ્રી. જયદયાલજી ગોયનકાના પ્રયાસથી આજકાલ મારવાડી સમાજમાં ભક્તિરસ ઉત્પન્ન કરવાનો પ્રયાસ ચાલી રહ્યો છે. તેને અંગે ભજન મંડળીઓ સ્થપાઇ છે ને ભજનભવનો પણ ચાલે છે. આવું એક ભવન કલકત્તામાં ગોવિંદભવનને નામે નીકળ્યું છે. તેમાં શ્રી. જયદયાલજીની પ્રેરણાથી એક ભાઇને મૂકવામાં આવ્યા હતા. તેમણે ભક્તિને નામે વિષયભોગ ભોગવ્યા. તેમણે સ્ત્રીઓની પાસેથી પૂજા અંગીકાર કરી, તેમને સ્ત્રીઓ ભગવાન ગણી પૂજવા લાગી, તેમણે સ્ત્રીઓને પોતાનું જૂઠું ખવરાવ્યું ને વ્યભિચારમાં ઉતારી. ભોળી સ્ત્રીઓએ માની લીધું કે 'આત્મજ્ઞાની' ની સાથેનો શરીર સંગ વ્યભિચાર ન ગણાય.

આ બનાવ દુઃખદાયક છે, પણ મને તેથી આશ્ચર્ય નથી થતું ભક્તિને નામે વિષયભોગ ભોગવાતા ચોમેર જોવામાં આવે છે. અને જ્યાં લગી ભક્તિનું રહસ્ય સમજવામાં નથી આવ્યું ત્યાં લગી ધર્મને નામે ધાડ જ પડે એમાં નવાઇ શી? જો બગભગતોમાંથી અનિષ્ટ પરિણામો ન નીપજે તો આશ્ચર્ય ગણાય.

રામનામનો, દ્વાદશ મંત્રનો હું પૂજારી છું, પણ મારી પૂજા આંધળી નથી. જેનામાં સત્ય છે, તેને રામનામ નોકારૂપ છે, પણ જે

ઢોંગથી રામનામ ઉચ્ચારે છે, તેનો ઉદ્ધાર રામનામથી થાય એવું હું માનતો નથી. અજામીલ ઇત્યાદિનાં દૃષ્ટાંતો આપવામાં આવે છે, તે કાવ્યો છે અને તેમાંય રહસ્ય છે. તેમને વિશે શુદ્ધ ભાવનાનું આરોપણ છે. 'રામનામથી મારા વિષયો શાંત થશે,' એમ માનનારને રામનામ ફળે, તારે. 'રામને નામે હું મારા કામોને પોષું,' એમ વિચારી જે ઢોંગી રામનામનું ઉચ્ચારણ કરે છે તે તરતો નથી, તે ડૂબે છે—

"જૈસી જીસકી ભાવના ઐસા ઉસકા હોય."

ભક્તજનોએ એ વાત વિચારવા યોગ્ય છે.

એક, ભક્તિ એટલે નામ ઉચ્ચારણજ નહિ, પણ તેની સાથે રહેલું સતત યજ્ઞ કાર્ય. આજકાલ એવી માન્યતા જોવામાં આવે છે કે સંસારી કામને ધર્મ કે ભક્તિની સાથે કશો સંબંધ નથી. આ અસત્ય છે. સત્ય તો એ છે કે આ જગતનાં સર્વ કાર્યોને ધર્મ અધર્મની સાથે સંબંધ છે. એક સુતાર કેવળ દ્રવ્ય એકઠું કરવા સારૂ સુતારી કરે છે તેમાં લાકડાની ચોરી કરે છે ને કામ બગાડે છે. આ અધર્મ થયો. બીજો સુતાર પરોપકારાર્થે—માનો કે દરદીને સારૂ ખાટલો બનાવે છે, તેમાં ચોરી નથી કરતો ને પોતાની બધી શક્તિનો ઉપયોગ કરે છે, અને ખાટલો બનાવતો રામનામ લે છે. આ ધર્માર્થે થયેલું કામ છે. આ સુતાર ખરો રામભક્ત છે. ત્રીજો રામનામ લેવાને નિમિત્તે જાણી જોઇને કે અજ્ઞાનથી સુતારી ધંધો છોડી બેસે છે, પોતાને સારૂ ને છોકરાંને સારૂ ભિક્ષા માગે છે, દરદીને સારૂ કંઈ બનાવવું હોય તોપણ કહેશેઃ 'મારે તો રામ સાચા, હું ન જાણું દરદીને, ન જાણું સુખીને.' આ અજ્ઞાનરૂપમાં પડેલો પામર પ્રાણી છે.

મનુષ્ય ભગવાનને વાચાથી જ નથી ભજતો, પણ વાચાથી, મનથી ને કાયાથી ભજે છે. ત્રણમાંથી એક પણ ન હોય તો તે ભક્તિ નથી. ત્રણેનો મેળ રસાયણી મેળવણ જેવો છે. રસાયણી મેળવણમાં એક પણ વસ્તુ તેની માત્રામાં ન હોય તો તો જે વસ્તુ બનાવવાની હોય છે તે બનતી જ નથી. આજના ભક્તો વાણીના વિલાસમાં ભક્તિની પરિસીમા સમજતા જોવામાં આવે છે, ને તેથી છેવટે ભક્ત મટી ભ્રષ્ટાચારી થાય છે ને બીજાને ભ્રષ્ટ કરે છે.

બીજું, આકૃતિવાળો મનુષ્ય ભગવાનને કઈ રીતે ને કયાં ભજે? ભગવાન તો સર્વ સ્થળે છે. તેથી તેને ભજવાનું સારામાં સારૂં ને સમજી શકાય તેવું સ્થાન પ્રાણીમાત્ર છે. પ્રાણીમાત્રમાં જે દુઃખી છે, જે અપંગ છે, જે નિરાધાર છે, તેની સેવા તે ભગવદ્ભક્તિ છે. રામ નામ ઉચ્ચારણ પણ તે શીખવાને અર્થે હોય. રામનામ જો આમ સેવામાં ન પરિણમે તો તે નિરર્થક છે ને બંધનરૂપ થાય, જેમ ગોવિંદભવનના ભાઇને વિષે થયું.

આ દૃષ્ટાન્ત ઉપરથી ભક્ત માત્ર ચેતે.

હવે બહેનોને બે બોલ. જે પુરુષ પોતાની પૂજા કરાવે છે તેતો ભ્રષ્ટ થાય જ છે; પણ બહેનો કાં ભ્રષ્ટ થાય? જો બહેનોને મનુષ્યની પૂજા જ કરવી છે તો કાં આદર્શ સ્ત્રીની પૂજા ન કરે? વળી જીવ-તાની પૂજા શાને સારૂ? જ્ઞાની સોલનનું વાકય હૃદયમાં કોતરવા યોગ્ય છેઃ ' કોઈ પણ મનુષ્ય જીવતો છતો સારો છે એમ ન કહી શકાય.' આજે સારા તો કાલે નઠારા થયા છે. વળી દંભીને તો આપણે ઓળખીજ નથી શકતા. તેથીજ પૂજા કેવળ ભગવાનની હોય. મનુ-

બ્યની પૂજા કરવી જ જોઇએ તો તેના મૃત્યુ પછી જ હોય. કેમકે પછી આપણે તેના ગુણની જ પૂજા કરીએ છીએ, તેની આકૃતિની નહિ. પુરુષોએ આ વાત ભોળી બહેનોને આગ્રહ અને વિનયપૂર્વક ફરીફરીને બતાવવાની આવશ્યકતા છે.

મોહનદાસ કરમચંદ ગાંધી.

—(૦)—

## સુધારો કે કુધારો?

એક લેખક જેને હું સારી પેઠે ઓળખું છું તે નીચે પ્રમાણે લખે છે:

"શું પ્રચલિત નીતિ કુદરતી છે? વારંવાર મનમાં એ સવાલ થયાં કરે છે. વળી આપે નીતિ ધર્મ લખીને અત્યારની પ્રચલિત નીતિને ટેકો આપ્યો છે, હવે એ પ્રચલિત નીતિ કુદરતી છે? મને લાગે છે કે અકુદરતી છે. કારણ આજની નીતિથીજ મનુષ્ય વિષયમાં પશુ કરતાં પણ અધમ થઈ ગયો છે. આજની નીતિની મર્યાદાથી લગ્ન વ્યવહાર સંતોષકારક ક્યાંક જ થતો હશે અગર નથી થતો કહું તોપણ ખોટું નથી. જ્યારે લગ્નનો કાયદો ન હતો ત્યારે કુદરતના કાયદા મુજબ સ્ત્રીપુરુષનો સમાગમ થતો અને એ સમાગમ સુખરૂપ હતો. આજે નીતિનાં બંધનો આવ્યાં ત્યારે એ સમાગમ એક જાતનું દરદ થઈ પડયો છે. એ દરદમાં આખું જગત ફસાણું છે અને ફસાતું જાય છે.

હવે નીતિ કોને કહીએ? એકની નીતિ તે બીજાની અનીતિ છે. એક એક જ પત્નીનો વિવાહ કબૂલ રાખે છે. બીજો અનેક પત્ની કરવાની છૂટ આપે છે. કોઈ કાકા મામાનાં છોકરાંઓની સાથે વિવાહ

સંબંધને ત્યાજ્ય ગણે છે, ત્યારે કોઈ છૂટ આપે છે. ત્યારે હવે કોને નીતિ સમજવી ? હું તો કહું છું કે લગ્ન એ સામાજિક બંધારણ છે. એને ધર્મ સાથે કાંઈ લાગતું વળગતું નથી. આગલા મહાપુરુષોએ દેશકાળાનુસાર નીતિ ઘડી છે.

હવે એ નીતિએ જગતની કેવી પાયમાલી કીધી છે તે તપાસીએ.

૧. પ્રમેહ, ઉપદંશ જેવા રોગ આવ્યા, પશુઓમાં એ રોગ નથી. ત્યાં કુદરતી સમાગમ છે.

૨. બાળહત્યા કરાવી. આ લખતાં મારૂં જીગર કંપે છે. કેવળ આ નીતિના કાયદાને લઈને એક કોમળ માતા ક્રૂર બની પોતાના બાળકનો નાશ પોતાને હાથે ગર્ભમાં અગર બહાર આવ્યા પછી કરે છે.

૩. કજોડાં, બાળલગ્ન ઈત્યાદિ અપસંદગીના સમાગમ. આવા સમાગમે જ આજે જગતને તેમાં પણ વિશેષે હિંદને માયકાકલું બનાવ્યું છે.

૪. જર, જોરૂ અને જમીન એ ત્રણના કજીઆમાં જોરૂના કજીયા —પ્રથમપદે છે. એ પણ આજની પ્રચલિત નીતિને જ લઈને છે.

ઉપલાં ચાર કારણો સિવાય બીજાં પણ હશે. મારી દલીલ ખરી હોય તો પ્રચલિત નીતિમાં સુધારો ન થવો જોઈએ ?

બ્રહ્મચર્યને આપ માનો છો એ ઠીક છે. પણ બ્રહ્મચર્ય પણ ખુશીનું હોવું જોઈએ. જોરજબરીનું નહિ. ત્યારે હિંદુઓ લાખો વિધવાઓને પરાણે બ્રહ્મચર્ય પળાવે છે. એ વિધવાઓનાં દુઃખ તો તમે જાણો છો. એ બહાને બાળહત્યા થાય છે તે પણ આપથી છાનું નથી. ત્યારે પુનર્લગ્ન માટે એક જબરદસ્ત હિલચાલ ચલાવો તો શું ?

એની અગત્ય પણ ઓછી નથી. ત્યારે આપ એ તરફ જોઇએ તેટલું લક્ષ કેમ નથી આપતા ?"

આમાં જે પ્રશ્નો લેખકે ઉઠાવ્યા છે એ મારી પાસેથી એ વિષય ઉપર કાંઈક લખાવવાને ખાતર જ ઉઠાવ્યા છે એવી મારી માન્યતા છે. કારણ કે જે પક્ષનું ઉપરના લેખમાં સમર્થન છે તેનું સમર્થન લેખક પોતે કરતા હોય એવું હું જાણતો નથી. પણ તેમાં ઉઠાવેલા પ્રશ્નો આજકાલ હિંદુસ્તાનમાંયે ઉઠે છે એમ હું જાણું છું. એની ઉત્પત્તિ પશ્ચિમમાં થયેલી છે અને વિવાહને પુરાણી જંગલી અને અનીતિની વૃદ્ધિ કરનારી પ્રથા માનનારાની સંખ્યા પશ્ચિમમાં તો નાનીસુની નથી. કદાચ એ સંખ્યા વધતી પણ જતી હોય. વિવાહને જંગલી મનાવવામાં પશ્ચિમમાં જે દલીલો થાય છે એ બધી મેં વાંચી નથી. પણ મજકુર લેખકે જે દલીલો કરેલી છે તેવી જ જો તે હોય તો મારા જેવા પુરાણીને (અથવા જો મારો દાવો કબૂલ રહી શકતો હોય તો સનાતનીને) ખંડન કરવામાં કાંઇ મુશ્કેલી કે મુંઝવણ પડે તેમ નથી.

મનુષ્યની સરખામણી પશુની સાથે કરવામાં જ ભૂલની જડ રહેલી છે. મનુષ્યને જે નીતિ અથવા ધોરણ લાગુ પડે છે તે પશુ-નીતિથી ઘણી બાબતોમાં જૂદું છે અને ચડિયાતું છે. અને તેમાં મનુષ્યની વિશેષતા છે. એટલે કુદરતી કાયદાનો જે અર્થ પશુયોનિને સારૂ કરી શકાય તે મનુષ્યયોનિને હમેશાં લાગુ ન પડે. મનુષ્યને ઇશ્વરે વિવેકશક્તિ આપી છે. પશુ કેવળ પરાધીન છે. તેથી પશુને સ્વતંત્રતા એટલે પસંદગી જેવી કશી વસ્તુ જ નથી; જ્યારે મનુષ્યને પસંદગી છે જ, સારાસારનો તે વિચાર કરી શકે છે અને સ્વતંત્ર હોઈ તેને

પાપપુણ્ય કરવાપણું રહ્યું છે. અને જ્યાં પસંદગી રહેલી છે ત્યાં પશુના કરતાં પણ હલકા થવાપણાને અવશ્ય અવકાશ છે. તેમ જો મનુષ્ય પોતાના દિવ્ય સ્વભાવને અનુસરે તો તેને ચઢવાપણું પણ છે. જંગલીમાં જંગલી જણાતી કોમમાં પણ થોડે કે વધતે અંશે વિવાહનો અંકુશ છે જ. જો એમ કહેવામાં અધર્મ આવે કે એ અંકુશમાં જ જંગલીપણું છે કેમકે પશુ એ અંકુશને વશ થતાં જ નથી તો પરિણામ એ આવે કે સ્વચ્છંદ એ મનુષ્યનો કાયદો ગણાય. પણ જો મનુષ્ય માત્ર ચોવીસ કલાક સુધી પણ સ્વેચ્છાચારી બની રહે તો જગતનો નાશ જ થાય. કોઇને કોઇનું માનવાપણું જ ના રહે. સ્ત્રી પુરુષની વચ્ચેની મર્યાદા એ તો અધર્મ મનાય અને મનુષ્યના વિકાર તો પશુના કરતાં બહુ વધારે રહ્યા જ છે. એ વિકારની લગામને ઢીલી મૂકી દીધી એટલે એ વિકારના વેગમાંથી ઉત્પન્ન થતો અગ્નિ જ્વાળામુખીની જેમ જગતને ક્ષણમાત્રમાં ભસ્મ કરી મૂકે. જરાક વિચાર કરીએ તો આપણે જોઇશું કે મનુષ્ય આ જગતમાં જ બીજાં અનેક પ્રાણીઓ ઉપર સત્તા ભોગવે છે તે કેવળ સંયમ, ત્યાગ, આપભોગ, યજ્ઞ, કુરબાનીને લઇને.

ઉપદંશ પ્રમેહ ઈત્યાદિનો ઉપદ્રવ વિવાહને લઇને નથી પણ વિવાહના નિયમોનો ભંગ થવાથી અને મનુષ્ય પશુ ન હોવા છતાં પશુનું અનુકરણ કરવા જતાં દૂષિત થઈ જાય છે તેથી થાય છે. વિવાહના નિયમોનું પાલન કરનાર એક પણ મનુષ્ય હું જાણતો નથી કે જેને મજકુર ભયંકર દરદો થયાં હોય. જ્યાં જ્યાં તે દરદો થયાં છે ત્યાં ત્યાં મુખ્ય ભાગે વિવાહ નીતિના ભંગથી થયાં છે. અથવા એ નીતિનો ભંગ કરનાર મનુષ્યોના સ્પર્શથી થયાં છે, એમ વૈદકશાસ્ત્ર

સિદ્ધ કરી આપે છે. બાળવિવાહનો અને બાળહત્યાનો નિર્દોષ રિવાજ એ વિવાહનીતિને લઇને નથી પણ એ રિવાજની ઉત્પત્તિ વિવાહ નીતિના ભંગને આભારી છે. વિવાહનીતિ તો એમ કહે છે કે જ્યારે પુરુષ અથવા સ્ત્રી પૂરી ઉમરે પહોંચે, તેને પ્રજોત્પત્તિની ઇચ્છા થાય, તેનું આરોગ્ય સારૂં હોય ત્યારે જ અમુક મર્યાદાઓનું પાલન કરીને તે પોતાને યોગ્ય સાથી શોધે અથવા માબાપ શોધે. અને સાથીમાં પણ આરોગ્ય વગેરે ગુણો હોવાજ જોઇએ. એ વિવાહનીતિને અનુસરનાર મનુષ્ય આખા જગતમાં ગમે ત્યાં જઇએ અને નીહાળીએ ત્યાં સુખી જ જોવામાં આવે છે. જેમ બાળવિવાહનું તેમજ વૈધવ્યનું દુઃખરૂપ વૈધવ્ય વિવાહનીતિના ભંગમાંથી જ ઉત્પન્ન થાય છે. જ્યાં શુદ્ધ વિવાહ છે ત્યાં વૈધવ્ય અથવા વિધુરતા સહજ સુખરૂપ છે અને શોભારૂપ છે. જ્યાં જ્ઞાન પૂર્વક વિવાહ સંબંધ જોડાયો છે ત્યાં એ સંબંધ કેવળ દૈહિક જ નથી પણ આત્મિક છે અને દેહ પડે તોપણ આત્માનો સંબંધ કદી વીસરી જ ન શકાય. જ્યાં એ સંબંધનું ભાન છે ત્યાં પુનર્વિવાહ અસંભવિત છે અયોગ્ય છે, અને અધર્મ છે. જે વિવાહમાં ઉપરોક્ત નિયમોનું પાલન નથી ત્યાં એ સંબંધને વિવાહ તરીકે ન ઓળખવો જોઇએ. અને જ્યાં વિવાહ નથી ત્યાં વૈધવ્ય અથવા વિધુરતા જેવી વસ્તુ જ નથી. જો એવા આદર્શ વિવાહ ઘણા થતા આપણે ન જોતા હોઇએ તો વિવાહની પ્રથાનું નાશ કરવાનું કારણ નથી પણ તે પ્રથાને સારા પાયા ઉપર મૂકવાનું સબળ કારણ હોવું જોઇએ.

સત્યને નામે અસત્ય ચલાવનારાની સંખ્યા જોઇને કોઇ સત્યનો દોષ કાઢે અથવા તેની અપૂર્ણતા સિદ્ધ કરવા જાય તો આપણે તેને

અજ્ઞાની માનીશું. તેમજ વિવાહનીતિના ભંગના દાખલામાંથી વિવાહ-નીતિને નિંદવાનો પ્રયત્ન પણ અજ્ઞાનની અથવા અવિચારની નિશાની છે.

લેખક કહે છે કે વિવાહમાં ધર્મ કે નીતિ નથી, એ તો એક રૂઢિ અથવા રિવાજ છે. અને તે પણ ધર્મ અને નીતિની વિરૂદ્ધ છે અને તેથી નાબૂદ કરવા યોગ્ય છે. મારી અલ્પમતિ પ્રમાણે તો વિવાહ એ ધર્મની વાડ છે અને જો તે નાબૂદ થાય તો ધર્મ જેવી વસ્તુ જગતમાં રહે જ નહિ. ધર્મનો પાયો જ સંયમ અથવા મર્યાદા છે. જે મનુષ્ય પરહેજગાર નથી તે ધર્મને શું સમજે? પશુના કરતાં મનુષ્યમાં બહુ વધારે વિકારો છે. બન્નેમાં રહેલા વિકારોની વચ્ચે કાંઈ પણ સરખામણી જ ન થઈ શકે. જે મનુષ્ય વિકારોને કેદમાં ન રાખી શકે. તે મનુષ્ય ઈશ્વરની ઓળખ ન જ કરી શકે. આ સિદ્ધાન્તનું સમર્થન કરવાપણું હોય જ નહિ: કેમકે જેઓ ઈશ્વરનું અસ્તિત્વ અથવા આત્મા અને દેહની ભિન્નતાનો સ્વીકાર ન કરે તેને સ.રૂ વિવાહ બંધનની આવશ્યક્તા સિદ્ધ કરવી મુશ્કેલ થઈ પડે એ હું કબૂલ કરૂં છું. પણ જેણે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે અને જે આત્માનો વિકાસ કરવા ઇચ્છે છે તેને સમજાવવાપણું હોય જ નહિ કે દેહદમન વિના આત્માની ઓળખ અથવા આત્માનો વિકાસ અસંભવિત છે. કાં તો દેહ સ્વચ્છંદનું ભાજન હોય અથવા આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય. જો એ આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય તો સ્વેચ્છાચારને સ્થાન જ નથી. દેહને ક્ષણે ક્ષણે આત્માએ વશ કરવોજ રહ્યો.

જમીન, જોરૂ અને જર એ ત્રણ કજીયાનાં ઘર ત્યાં જ હોય. જ્યાં સંયમ–ધર્મનું પાલન નથી થતું. વિવાહની પ્રથાને જેટલે અંશે મનુષ્યો માન આપે છે તેટલે અંશે સ્ત્રી કજીયાનું ઘર થતી અટકે

